# દશવૈકાલિક સૂત્ર

## ટીકાનું ભાષાંતર
## મૂળ નિર્યુક્તિ ભાષ્ય સહિત.
## ભાગ ૧ લો



લેખક—
મુનિરાજશ્રી માણેકમુનિજી

# દશવૈકાલિક સૂત્ર

## પ્રથમ અધ્યયન—પ્રથમ વિભાગ

મૂળ સૂત્ર નિર્યુક્તિ ભાષ્ય
તથા ટીકાનું ભાષાંતર

પ્રકાશક—છોટાલાલ નાથાલાલ
(કઠોર)

(બીજી આવૃત્તિ)

( આની પ્રથમ આવૃત્તિ શ્રી મોહનલાલજી જૈન
શ્વે-જ્ઞાન ભંડાર તરફથી બહાર પડી હતી )

મૂલ્ય ૦-૧૨-૦) (દશ નકલ પાંચ રૂપિયા

સને ૧૯૩૦ સં. ૧૯૮૭

ઓછી પ્રતિના આહકો તથા ઓછી છપાવતાં ખર્ચ વધારે આવવાથી મૂલ્ય વધારે છે છતાં કોઈ પણ ધર્માત્મા શ્રાવક સો પચાસ લઈને સાધુ સાધ્વી જ્ઞાનભંડારોને ભેટ આપશે. તો સો કોપીના ફક્ત પાંત્રીસ રૂ. ૩૫) લેવામાં આવશે.

પ્રકાશક. છોટાલાલ નાથાલાલ કઠોર.
(રટે. સાયણ.)



---

"ગાંડીવ" પ્રેસ, કેળાપીઠ, સુરતમાં ઇશ્વરલાલ મૂળચંદ વીમાવાળાએ છાપ્યું. અને છોટાલાલ નાથાલાલે મુ. કઠોર (સાયણ)થી પ્રગટ કર્યું.

મોક્ષ આરાધક સાધુઓ માટે જિનેશ્વર દેવે સમવસરણમાં બિરાજીને સાધુઓના આચારોને બતાવનાર આચારાંગસૂત્ર પ્રથમ કહ્યું, તેનું પ્રથમ અધ્યયન શસ્ત્ર પરિજ્ઞા એટલે છકાયના જીવો જેનાથી હણાય છે તે ન હણાય માટે જીવોનું તથા તેમની રક્ષાનું સ્વરૂપ બતાવનાર અધ્યયન શીખવ્યા સમજાવ્યા અને પરિણમ્યા પછી નવા દીક્ષિતને ઉપસ્થાપના વડી દીક્ષા અપાતી, શય્યંભવ સૂરિએ દશવૈકાલિક સૂત્ર મનક કુમારનું અલ્પ આયુષ્ય જાણી તેના માટે ઉદ્ધર્યું, તેથી સંઘે પ્રસન્ન થઇને ભવિષ્યના અલ્પબુદ્ધિવાળા માટે મહા ઉપકારક જાણી તે કાયમ રાખવા સૂરિવર્યને પ્રાર્થના કરી, તે દિવસથી છ જીવણિયા એટલે ચોથા અધ્યયનમાં છ જીવનિકાયનું સ્વરૂપ વિસ્તારથી બતાવ્યું છે, તે ભણ્યા પછી પરિણમેલું જાણ્યા પછી વડી દીક્ષા આપવાનો હાલ રીવાજ છે.

આ સૂત્રમાં સાતસો ગાથાઓ છે, તેના ઉપર ભદ્ર બાહુ-સ્વામીએ નિર્યુક્તિ સૂત્રોનું રહસ્ય સમજવા માટે બનાવી, તેમાં જ્યાં જરૂર પડી ત્યાં પૂર્વાચાર્યે ભાષ્યની ગાથાઓ લખી, તેના ઉપર હરિભદ્રસૂરિમહારાજની બનાવેલી ટીકા કઠણ છે, તે ખાસ ઉપયોગી જાણીને તેનું ભાષાંતર ભવ્ય જીવોના માટે ગુજરાતીમાં ૧૯૭૬માં કર્યું, તે પૈસા ભરનારાઓને આપી દેઇ વહેંચવાથી ફરીથી ૧૯૮૭માં આ બીજી આવૃત્તિ કાઢવી પડી છે.

સૂત્રોના પઠન પાઠન માટે મૂળ સૂત્રોમાં સ્થાનકવાસી જૈનો કંઠે કરીને લાભ લે છે મૂર્તિપૂજકોમાં વ્યાકરણ કાવ્યમાં વિશેષ

લક્ષ આપીને સાધુઓ ટીકા વાંચે છે, તે બંનેને મદદરૂપ આ ભાષાંતર થશે તેવી ઉમેદ છે.

પણ દશવૈકાલિક પહેલાં આવશ્યક સૂત્ર કે પ્રતિક્રમણ શીખવાય છે, તેની નિર્યુક્તિ ઉપર એજ હરિભદ્રસૂરિ મહારાજની ટીકા છે, તેના પ્રથમ ભાગનું ભાષાંતર તૈયાર છે, પરંતુ વાંચકોના અભાવથી જોઇએ તેવો લાભ ન લેવાયાથી પાછળથી આગળ છપાવવું બંધ રાખેલ છે.

મૂળ સૂત્ર વાંચનારા તથા તેટલોજ અર્થ સમજનારાને ટીકાનું ભાષાંતર ઓછું ઉપયોગી છે, અને ટીકા વાંચનારા પંડિત પાસે સંસ્કૃત વાંચી લે એટલે તેમને પણ ઓછી જરૂર રહે છે, એટલે ભંડારોમાં ભરી મુકવા માફક આ ભાષાંતરો થાય છે, છતાં થોડા પણ વાંચનારા મોક્ષ માટે જો કથાઓ વાંચવાને બદલે થોડો થોડો રસ પણ એમાં લેશે તો ભાષાંતર કરનાર અને પૈસા ખરચનાર પુણ્યાત્માને પુણ્ય બંધાશે.

જૈનતત્વમાં ચાર અનુયોગદ્વાર છે તે અનુક્રમે ઉપક્રમ નિક્ષેપ અનુગમ અને નય છે, સાંભળનારનું લક્ષ ખેંચવું અને સરળ રીતે ટુંકામાં સમજાવવું તે ઉપક્રમ છે, પછી વિષયને સમજાવવા ચાર–૭–કે વધારે ભેદો પાડી (૨) નિક્ષેપો બતાવવો જેમકે મૂર્ત્તિ ચિત્ર એ સ્થાપના નિક્ષેપો છે, (૩) અનુગમ એ કહેવાના વિષયનો ખુલાસો છે, દૃષ્ટાન્ત તરીકે અહીં ચારિત્ર ધર્મ પહેલા અધ્યયનમાં અહિંસા સંયમ અને તપરૂપે બતાવ્યો છે. લૌકિક એટલે એટલે આ લોકમાં ધર્મ નામે જેટલા ભેદો છે, તે તથા લોકોત્તર એટલે પર લોક સંબંધી સુખ અથવા મુક્તિ આપનારાં

જે કર્ત્તવ્ય (ક્રિયા) છે તે બતાવેલ છે. (૪) નયના સાત ભેદ છતાં અહીં જ્ઞાનનય એટલે બોધ સમજણ વિચારણા અનુભવ ને પ્રધાન માનનારાનો અભિપ્રાય છે, અને ક્રિયા નય તે પ્રતિક્રમણ પડિલેહણા વિહાર પંચસમિતિ ત્રણ ગુપ્તિપાલન અને બાહ્યાચાર તેની પુષ્ટિ છે. આ બંને નયનું સ્વરૂપ બતાવી શિષ્યોને ગુરૂવર્ય સમજાવે છે કે યોગ્યતા પ્રમાણે બંને નય માનવા, જ્ઞાન ક્રિયા ભ્યાં મોક્ષ એ સિદ્ધ કરે છે. ધનપતિસિંહજી બાબુનો ભીમસિંહ માણેકનો ચોપડો તથા આગમોદય સમિતિ એ બંનેમાં દશવૈકાલિક સટીક છપાયેલ છે સમિતિમાં દીપિકા નથી લીધી, છતાં પં. રિદ્ધિ મુનિજીના ઉપદેશથી દીપિકા છપાયેલ છે, પ્રથમ મૂળ સૂત્ર તથા દીપિકા વાંચવી, અથવા પાયચંદગચ્છવાળે તથા સ્થાનકવાસીડાકટરે જે મૂળ સૂત્ર તથા અર્થ છપાવેલ છે તે વાંચ્યા પછી આ ટીકાનું ભાષાંતર વાંચશે તો ઠીક રહેશે. મૂળ પાંચ ગાથાઓ છે. જેના ઉપર ૧૫૨ ગાથા જેટલી નિર્યુક્તિ છે, ભાષ્યની ગાથા જુજ છે, ટીકામાં ન્યાયની રીતિએ ચર્ચા કરી છે, એટલે વાંચનારાને કઠણ લાગે છે, તેથી ઘણા વાંચકો પ્રથમ અધ્યયનની ટીકા છોડી દે છે, તે બંધુઓ આ ભાષાંતર વાંચીને તેનો લાભ લેશે, ન સમજાય ત્યાં ગીતાર્થની મદદ લેશે.

તા. ૧૨-૧૨-૩૦
વડોદરા.
મામાની પોળ.



મુનિમાણેક

# ધર્મપ્રેમી-મેતાજસકરણભાઈનો પરિચય-

સં. ૧૯૮૫ના ફાગણ સુદ ૧૩ અમારા બાળ વયના મિત્ર મેતાજસકરણ મયાચંદ જેઓ ઝવેરાતના દલાલ હતા તેઓ મરણ પામ્યા છે, તેમનું ટુંક જીવન વ્યવહાર સૂત્રના સાતમા ઉદ્દેશામાં આવેલ છે, તેમના ધાર્મિક જીવનથી ગુજરાતી ભણેલા વંચિત ન રહે માટે અહીં થોડું લખીએ છીએ.

મેટ્રીક સુધી અભ્યાસ કરી મુંબાઈમાં ઝવેરાતની દલાલીમાં દાખલ થયા અને પોતાના બુદ્ધિબળથી સાદું જીવન ગુજારી પોતાના કુટુંબને સુખી કર્યું અને પારીસ જઈ ત્યાં પણ સાદું જીવન રાખી ત્યાં જે જે ઉત્તમ વાતો દેખવામાં આવી, તે પાલનપુરમાં દાખલ કરવા પ્રયત્ન કર્યો, અને તેમાં જાહેર સુવાવડખાનાની યોજના શ્રીમાન્ મહેતા પીતાંબરભાઈ હાથીભાઈ (માજી કારભારી)એ પાર ઉતારી, જેનો લાભ તમામ કોમો હાલ લે છે, તથા જૈનોમાં પડેલા સંપ્રદાયોના ટંટાનો નિકાલ લાવવા તેમણે પુષ્કળ પ્રયત્ન કર્યો, એટલુંજ નહિ, પણ અંતિમ અવસ્થામાં ધર્મ સાંભળવા માટે ૧૯૮૪ના ચોમાસા માટે ખાસ પાલનપુરની પ્રાર્થના કરી, પરંતુ વ્યવહાર સૂત્રના કાર્યમાં અમદાવાદમાં વિલંબ થવાથી પાલનપુર ચોમાસું ન થયું, ફરી પાલનપુર જતાં મહા સુદ ૧૩ તેજ પ્રાર્થના કરી પણ અમારે આબુ દર્શનાર્થે જવાનું હોવાથી ત્યાં ગયા પાછળથી તેમનો સ્વર્ગવાસ ફાગણ સુદ ૧૩ થયો, આવા એક ધર્માત્મા શ્રમણોપાસકનો વિરહ દરેકને ખેદ ઉપજાવે તેમાં નવાઈ નથી પરંતુ તેમનાં

ધર્માત્મા પત્ની તથા ભત્રિજા વછરાજ તથા મણિલાલ, તેમના પુત્ર રતિલાલ ભવિષ્યમાં તેજ ધર્મ પ્રણાલિ ચાલુ રાખશે, તેટલો સંતોષ છે.

આ સૂત્ર છપાવતાં ત્રીસ રૂપિયા તેમની તરફથી મદદ મળી છે. સો રૂપિયા જૈન આશ્રમના પુસ્તક ખાતામાંથી લીધા છે. બાકીના પ્રકાશકના છે.

# જૈન આશ્રમ (અમદાવાદ)

જૈનોમાં પ્રથમ ધનાઢ્ય વર્ગ વિશેષ હતો, અને દરેક વાતે વાત્સલ્ય ભાવ હોવાથી મનુષ્ય દયાની ખપ નહોતી, પણ ધન ઓછું થયું, વાત્સલ્યતા પણ વિસરાઈ, તેથી ક્રિશ્ચિયનો મુસલમાનો આર્ય સમાજીઓમાં મનુષ્ય દયા વિશેષ પ્રવૃર્ત્તી પણ જૈનીઓ આ દિશામાં પાછળ પડયા, અમદાવાદમાં ૧૯૮૪ ના આસો માસમાં પાલનપુરના ગાંધી મણિલાલ તરભોવનદાસનું ઇસ્પિતાલમાં જૈનોના આશ્રય માટે મકાન મળવાના અભાવે એવી અધમ દશામાં મરણ થયું છે કે તે લખતાં કંપારી છુટે છે તેથી અમદાવાદમાં ૧૯૮૪ના આસો સુદ ૫ પ્રથમ મિટીંગ કરી સલાહ લેઈ સં. ૧૯૮૪ ના આસો ૧૦ મે સ્થાપના કરી, પણ હજુ જૈનોને સંપ્રદાય ભેદનો કાળો નાગ આડો આવતો હોવાથી તથા દેશકાળ ખરાબ હોવાથી જોઇએ તેવી લોકોએ દરકાર કરી નથી તેમ આત્મભોગ આપનાર વિશ્વાસુ ગૃહસ્થ કાર્ય વાહકતા અભાવે જોઇએ તેવું કાર્ય થઈ શકયું નથી, છતાં હૃદયમાં તેજ ભાવના છે, ખરાડી પાલનપુર અમદાવાદ અને સુરત જે રકમ આવે તેના પ્રમાણમાં મદદ થાય છે, પૈસા આપનારાઓ મળે છે છતાં આત્મભોગ આપનારના અભાવે સુરતમાં જૈન હાઇસ્કુલમાં બે લાખ રૂપિયા ઉપરાંત ખરચાયા છતા વહિવટ અજૈનોને સોંપવો પડયો છે, જેમણે આત્મભોગ આપવો હોય તેમણે મને મળવું— અહીં આ પુસ્તકમાં બધી વિગત આપવાનું પ્રયોજન નથી,

મુનિ માણેક—

# દશવૈકાલિક ૧લા અધ્યયનની અનુક્રમણિકા-

પૃ૦ વિષય-

७५८२०





જૈન આશ્રમનો મુખ્ય ઉદ્દેશ જૈનોને આશ્રય આપવાનો છે છતાં સુરત નાનપુરાનું પ્રાચીન દેરાસર કાર્યવાહકોએ વેચવા કાઢયાથી તેમાં રૂા. ૬૧) ખર્ચ કરી તે દેરાસરને વેચાતું અટકાવ્યું છે. તે માટે દેરાસરના પ્રેમીબંધુઓ તરફથી તેમાં રૂ. ૩૬) મળ્યા છે. હવે માત્ર રૂા. ૨૫) ખુટે છે, તે જૈન આશ્રમમાં તાકીદે બીજાએ પુરા કરવા જોઇએ.

વડોદરાના એક પ્રેમીએ રૂા. ૨૫) પોતાની પુત્ર વધુના પુણ્ય માટે આપ્યા છે, તેમ દરેકે પોતાના શહેર કે ગામમાં જૈન આશ્રમની શાખા કાઢી જૈનોને મદદ આપવી જોઇએ.

તે સંબંધી—

જૈન આશ્રમ અમદાવાદ લુણસાવાડામાં તેના ખજાનચી

સાકરચંદ ફકીરચંદને લખવું.

# ગાંડીવનાં પુસ્તકો




મોતીના દાણાનું એક ચિત્ર

# નવા યુગનાં રમકડાં

## સેટ ૧ લો

૧ ટોલ્સ્ટોયની ત્રણ વાતો ૦—૫—૦
૨ બકુલ ૦—૬—૦
૩ બિરબલનો બન્ધુ ૦—૮—૦
૪ મૂરખરાજ (ટોલ્સ્ટોય) ૦—૮—૦
૫ નીલમ ૦—૬—૦
૬ ભીમ અને યુધિષ્ઠિર ૦—૪—૦
૭ બાળવિહાર (૧) ૦-૧૨-૦
૮ જયબજરંગ ૦—૬—૦
૯ વાઘોનું વન ૦—૪—૦
૧૦ જાદુઈ હાર ૦—૪—૦
૧૧ બરફીપુરી ૦—૪—૦
૧૨ લીનાકુમારી ૦—૪—૦
૧૩ તોફાની ટીપુડો ૦—૬—૦
૧૪ કચુંબર ૦—૩—૦
૧૫ ધૂપસળી ૦—૪—૦
૧૬ બાળવિહાર (૨) ૦—૬—૦
૧૭ મોતીના દાણા ૦—૫—૦
૧૮ એક હતો કૂતરો— ૦—૪—૦
૧૯ કેરીનાં ભજીયાં ૦—૩—૦
૨૦ નવનીત ૦—૩—૦
૨૧ મેઘધનુષ ૦—૪—૦
૨૨ મિયાઉં ૦—૧—૦
૨૩ હાથી ધમધમ ચાલે ૦—૧—૦
૨૪ બાળડાયરી ૦—૩—૦
૨૫ ચોપગાંની ચતુરાઇ ૦—૪—૦
૨૬ ગધેડાનું રાજ ૦—૧—૦
૨૭ રમકડાંની દુકાન ૦—૧—૦
૨૮ જાદુઈ જમરૂખ ૦—૧—૦
૨૯ મકનો મસ્તાનો ૦—૧—૬
૩૦ બંગાળી બિરબલ ૦—૬—૦

પોસ્ટેજ રૂા. ૧।. સ્ટેશનવાળા ગામે રેલ્વે પાર્સલ સસ્તું પડે.

## સેટ બીજો:

૧ બુલબુલામણિ ૦)–
૨ સવાકાની આપવીતી ૦)–
૩ ખોટી ખોટી વાતો ૦।
૪ સિપાઈદાદા ૦)–॥
૫ મધપૂડો ૦।।।
૬ કોલસાકાકા ૦।–
૭ સબરસ ૦)–
૮ કીર્તિસ્તંભ ૦।
૯ રિક્કિ ટિક્કિ ૦।

નવી ચોપડીઓ તૈયાર થાય છે.



## મોટાં બાળકો–કુમારો માટે

બલિદાન ૦।–
બ્રહ્માંડનો ભેદ ૩॥
પારસમણિ ૨)
ગીતાંજલિ ૧।
પાંડવગુપ્તનિવાસ ૦।।।
ખાંયણાં ૦।–
નીતિધર્મ ૦॥

ગાંડીવ

# ગાંડીવ સાહિત્ય વાટિકા

| | | |
|---|---|---|
| ૧ | બોમ્બયુગનું બંગાળા (૧-૨) | ૨॥ |
| ૨ | હાય આસામ ! | ૧) |
| ૩ | કલકત્તાનો કારાયુગ | ૧। |
| ૪ | પંજાબનું પ્રચંડ કાવતરૂં | ૧॥ |
| ૫ | નિહિલિસ્ટોના પંજામાં | ૦॥। |
| ૬ | કાળું ગુલાબ | ૧॥ |
| ૭ | બ્રહ્માંડનો ભેદ | ૩॥ |
| ૮ | આનંદમઠ | ૧॥ |
| ૯ | અમૃતનો પ્યાલો | ૦॥= |
| ૧૦ | નામ વિનાની નવલકથા | ૨) |
| ૧૧ | કરણઘેલાનું ફળાવિધાન | ૦। |
| ૧૨ | પાંડવગુપ્તનિવાસ | ૦॥। |
| ૧૩ | ગાંધીજીનો જેલનો અનુભવ | ૦॥ |
| ૧૪ | નીતિ ધર્મ | ૦॥ |
| ૧૫ | રાષ્ટ્રીય ગરબાવળિ | ૦। |
| ૧૬ | ખાંયણાં | ૦।- |
| ૧૭ | ગીતાંજલિ | ૧। |
| ૧૮ | પારસમણિની શોધમાં | ૨) |
| ૧૯ | બલિદાન | ૦।- |
| ૨૦ | દેવી ચૌધરાણી | ૧॥ |
| ૨૧ | બંગાળાનો બળવો | ૧॥ |

ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.

## પ્રત્યેક કુમારે વાંચવા લાયક

# બ્રહ્માંડનો ભેદ

સાહસનાં શૂરાતનથી ભરપૂર આ નવલકથા એકેએક શાળાના પુસ્તકાલયમાં રાખવા લાયક છે. જુનાગઢના ડાકતર પ્રતાપરાય અને તેના સોબતી બહાદુરસિંહ એક અજબ જેવો ગ્રંથ મેળવવા ચીન ગયા હતા અને ત્યાં જીવસટોસટનાં પરાક્રમો કરીને અત્યંત સંકટોમાંથી પસાર થઈને સફળતા મેળવી પાછા ફર્યા હતા. તેની કહાણી પ્રત્યેક જુવાનની નસે-નસમાં શૂરાતન અને જોમ ઉછળાવે તેવી છે. સૌરાષ્ટ્ર પત્રે આ પુસ્તક વાંચવાની ખાસ દરેક જુવાનને ભલામણ કરી છે. કેમકે એ એક નવીજ શૈલીની વાર્તા છે. ગુજરાતી ભાષામાં આટલાં સરળ નિર્દોષ અને પ્રેરક તત્વોવાળી નવલકથાઓ જૂજ હશે. ચીન દેશમાંના બૌદ્ધ મઠોની પાછળ કેવી રહસ્યમય ગુંચણી રહેલી છે, તેનું એમાં સાચેસાચું દિગ્દર્શન થાય છે.

પાકું પુઠું, સોનેરી નામ, ચાર ચિત્રો અને મોટાં કદના ૩૦૦ પાનાંના પ્રમાણમાં કિમ્મત રૂપિયા સાડા ત્રણ રાખવામાં આવી છે. પોસ્ટેજ આઠ આના લાગે છે. ભાગ બીજો કિમ્મત રૂપિયા બે. બંને ભાગ મંજુર થયા છે.

એ તેમજ અમારાં બીજાં તમામ પુસ્તકો તેમજ બાળસાહિત્યનાં પુષ્પો મુંબાઈના બધાં બુકસેલરો ઉપરાંત વડોદરા, રાજકોટ, ભરૂચ, અમદાવાદ વગેરે સ્થળોના બુકસેલરો પણ વેચે છે. તથા વ્હીલરના રેલ્વે સ્ટેશન પરના સ્ટૉલ પરથી પણ મળશે.

ગાંડીવ

ॐ श्रीवीतरागाय नमः ।

# दशवैकालिक भाषांतर.

( શ્રી ભદ્રબાહુ કૃત નિર્યુક્તિ સાથે શ્રી સયમભવ સૂરિ મહારાજે ઉદ્ધાર કરેલું અને હરિભદ્ર સૂરિ મહાર.જે મોટી ટીકા કરેલું દશ વૈકાલિક સૂત્ર નિર્યુક્તિની ટીકાનું ભાષાંતર.)

**जयति विजितान्यतेजाः सुरासुराधीश सेवितः श्रीमान् ।**
**विमलस्त्रास विरहितस्त्रिलोक चिन्तामणि र्वीर. ।१।**

અન્ય તેજોને જીતનારા, સુર અને અસુરના ઈંદ્રોથી સેવાયલા, નિર્મલ, ત્રાસથી રહિત, ત્રણ લોકને વિષે ચિંતામણિરત્ન સમાન, શ્રીમાન વીરપ્રભુ જયવંતા વર્તે છે.

અહિં અર્થથી 'તીર્થંકરના કહેલા અને સૂત્રથી ગણધર ભગવાનના રચેલા ( વિષયો ) નો ઉદ્ધાર કરીને શરીર, મન વિગેરેનાં કડવાં દુઃખોની પરંપરાના વિનાશ હેતુરૂપ દશવૈકાલિક નામના સૂત્રમાં અતિ સૂક્ષ્મ મહાન્ અર્થ રહેલો છે તેની વ્યાખ્યા કરાય છે.

તેમાં ચાલુ વિષય પ્રકટ કરવાની ઇચ્છાથી ઇષ્ટ દેવને નમસ્કાર રૂપ દ્વાર વડે સર્વ વિઘ્ન વિનાયક નાશ માટે શક્તિમાન

એવી પરમ મંગળ સ્થાન રૂપ આ પ્રતિજ્ઞાની ગાથાને નિર્યુંક્તિકાર ભગવંત કહે છે.

**सिद्धिगइ मुवगयाणं कम्मविसुध्धाण सव्वासद्धाणं।**
**नमिउणं दसकालिय णिज्जुत्ति वित्तइस्सामि ।१।**

નિર્યુંક્તિની, ગાથાનો અર્થ— જેમને સિદ્ધ ગતિ પ્રાપ્ત થયેલ એવા કર્મ વિશુદ્ધ સર્વ સિદ્ધોને નમસ્કાર કરી દશવૈકાલિકની નિર્યુંક્તિ હું કરૂં છું.

ટીકાનો અર્થ—સિદ્ધ ગતિ પામેલાને નમસ્કાર કરીને દશવૈકાલિકની નિર્યુંક્તિ હું કરીશ એ ક્રિયા છે. ક્રિયા એટલે કરવાનું, તત્ર-તેમાં સિદ્ધિ પામે છે એટલે સંપૂર્ણ અર્થ પ્રાપ્ત કરેલા જેમાં થાય છે તે સિદ્ધિ. તે સિદ્ધિ લોકના અગ્ર સ્થાનનું રૂપ છે. કહ્યું છે કે 'અહિં શરીરને ત્યાગીને ત્યાં જઈ સિદ્ધ થાય છે. જવાય તે ગતિ, કર્મનું સાધન તે સિદ્ધિજ છે. જવાય તેથી ગતિ એટલે સિદ્ધ ગતિ, ત્યાં પહોંચેલા છે તેમને સકળ લોકના છેડાના ભાગે પ્રાપ્ત થયેલા જાણવા. આમાં પ્રાકૃત ભાષાને લઇને ચોથીના અર્થમાં છઠ્ઠીનો ઉપયોગ થયો છે. કહ્યું છે કે 'છઠ્ઠી વિભક્તિમાં ચોથી વપરાય એટલે સંસ્કૃતમાં ચોથાનો પ્રયોગ થાય ત્યાં માગધીમાં છઠ્ઠી વિભક્તિનો ઉપયોગ કરવો (જેને નમસ્કાર કરવો હોય તેને માટે સંસ્કૃતમાં ચોથી અને માગધીમાં છઠ્ઠી વપરાય છે.) તેમાં એકન્દ્રિય વિગેરે કર્મ સહિત જીવો પણ રહેલા છે તેથી સિદ્ધના જીવો પણ તેવા રૂપ વાળા ગણાઈ જાય માટે વિશેષણ મૂક્યું છે કે કર્મથી વિશુદ્ધ (સિદ્ધના જેવું) કરાય તે કર્મ જ્ઞાનાવરણીય વિગેરે આઠ કર્મ અંતરાય કર્મ સુધી છે

તેનાથી વિશુદ્ધ-રહિત તે કર્મ વિશુદ્ધ. કર્મ વિશુધ્ધ એટલે કર્મ કલંકથી મૂકાયેલા તે કર્મ વિશુધ્ધ જીવો સિધ્ધના છે,

વાદી કહે છે 'જો એમ હોય તો સિધ્ધિ ગતિને પામેલા એમ ન બોલો, એમાં વ્યભિચારનો દોષ લાગતો નથી, કારણકે કર્મથી વિશુધ્ધ જીવો સિધ્ધિ ગતિમાંજ પહોંચે છે.' આચાર્ય કહે છે, એમ ન બોલો. ગમે તે ક્ષેત્રના વિભાગમાં રહેલા સિધ્ધ જીવોને માનનારા દુર્નયના વાદને દુર કરવા માટે આ વિશેષણની જરૂર છે. કેટલાક એવું માને છે કે રાગાદિક વાસનાથી રહિત જેઓનું ચિત્ત નિરામય (વિકલ્પ રહિત) છે તેઓ હંમેશાં મુકરર સ્થાન સિવાય ગમે ત્યાં રહેતા હોવા છતાં સિધ્ધ કહેવાય છે. તેમના મતનું ખંડન કરવા માટે આ વિશેષણ સાર્થક છે એટલુંજ કહેવું બસ છે.

તીર્થ સિધ્ધ અતીર્થ સિધ્ધ વિગેરે સિધ્ધના ભેદો અનેક પ્રકારના છે. શાસ્ત્રમાં કહ્યું છે કે 'તીર્થ સિધ્ધ, અતીર્થ સિધ્ધ, તીર્થંકર સિધ્ધ, અતીર્થંકર સિધ્ધ, સ્વયંબુધ્ધ સિધ્ધ, પ્રત્યેક બુધ્ધ સિધ્ધ, બુધ્ધ બોધિત સિધ્ધ, સ્ત્રીલિંગ સિધ્ધ, પુરૂષલિંગ સિધ્ધ, નપુંસક લિંગ સિધ્ધ, સ્વલિંગ (સાધુ લિંગ) સિધ્ધ, અન્ય દર્શન (બાવા વૈરાગી વિગેરે) લિંગ સિધ્ધ, ગૃહસ્થ સિધ્ધ, એક સમયમાં એક સિધ્ધ થયેલા અને એક સમયમાં અનેક સિધ્ધ થયેલા એવા સિધ્ધોના પંદર ભેદ છે તે દર્શાવવા માટે સર્વ સિધ્ધોને નમસ્કાર એવું વિશેષણ મૂકયું છે. સર્વ અને સિધ્ધોનો સમાવેશ-(સમાસ) કર્યો છે.

વળી સિધ્ધિ ગતિને પ્રાપ્ત થયેલા એના વડે સર્વ પ્રકારે

સર્વ સ્થાનમાં રહેલો આત્મા સિદ્ધ છે એવો પક્ષ સ્વીકારનાર જે દુર દુર્નયવાદી છે તેનું ખંડન કરવા માટે તે વિશેષણ વાપરેલું છે. તે વાદીઓ કહે છે કે ગુણ સત્ત્વથી જોડા જોડ જ્ઞાનથી જેમને ક્રિયા અને પ્રકૃતિ નિવૃત થયેલ છે એવા મુકત જીવો બધી જગ્યાએ આકાશની માફક (વ્યાપ્ત રહીને) તાપથી વર્જીત રહેલા છે. તેમનું ખંડન કરવા માટે બધા આત્માવડે સિધ્ધગતિ ગમનનો અભાવ થાય છે. (આથી એમ સૂચવ્યું કે જૈન ધર્મની માન્યતા છે કે જે સિધ્ધો હોય તે લોકાગ્રમાંજ રહે એટલે કે જે મોક્ષમાં જાય તે લોકાગ્રમાંજ રહે, અન્ય મતાવલંબીઓ તેવું માનતા નથી )

કર્મથી વિશુધ્ધ તેમને નમસ્કાર. આ વિશેષણ વડે જેઓ સકર્મક ( કર્મવાળા ) અણિમાદિ વિચિત્ર ઐશ્વર્યવાળાને સિધ્ધ માને છે તેમનું ખંડન કરવા માટે આ વિશેષણ છે. અન્ય દર્શનીઓ એવું માને છે કે અણિમાદિ આઠ પ્રકારનાં ઐશ્વર્યને પ્રાપ્ત કરીને તે પુણ્યવંત જીવો સર્વ ભાવને જાણતા હોઇને મહાન્ દુઃખનો ભંડાર તરીને આનંદ પામે છે. એમનું ખંડન કરવા માટે જૈન શાસ્ત્રમાં કર્મ રહિત સિધ્ધ જીવો છે ( તે મતવાળાઓ મોક્ષના જીવોની ઓળખાણ કરવાને બદલે તપથી દેવયોનિ પ્રાપ્ત થયેલા દેવ કે વિદ્યાધરને ઇશ્વર તરીકે માનતા જણાય છે.) જો કર્મના સંયોગથી મુકિત મનાયતો તેઓને અણિમાદિ સિદ્ધિ ઓની વાંચ્છા હોવાથી તેઓ નામનાજ સિધ્ધ ગણાય અને તે ( મુમુક્ષુઓને ) ન ઇચ્છિવા લાયક છે. સર્વ સિધ્ધોને એ વિશેષણથી સિધ્ધના પંદર ભેદ બતાવીને જેઓ સર્વથા અદ્વૈત પક્ષ

સિધ્ધ કરે છે તેઓનું ખંડન થાય છે. તેઓ એમ માને છે કે જેમ ચંદ્ર એકલો બધાં પાણીનાં સ્થાનોમાં દેખાય છે તેમજ એકજ ભૂતાત્મા તે દરેક ભૂતમાં રહેલો છે. એક પ્રકારે અને અનેક પ્રકારે આનું ખંડન સર્વ શબ્દથી થાય છે. જો એકજ ભૂત હોય તો પછી એક મોક્ષમાં ગયો. એટલે મોક્ષપ્રવાહ બંધ થયો અને બીજા જીવોનો મોક્ષ થવાનો અભાવ થાય ( આટલા માટે જૈન ધર્મવાળા એક ભૂતાત્મા ન માનતાં સર્વ આત્મા જૂદા માનીને જે જે મોક્ષમાં જાય અને ગયેલા છે તે બધાને નમસ્કાર કરે છે.)

,નમીને' એ વડે સમાનકર્તાઓનો પૂર્વકાળમાં 'ક્ત્વા' પ્રત્યય વડે નિત્ય અનિત્ય એવા બે એકાંત વાદ માનનારાઓનું દૂષણ બતાવે છે કે નિત્ય એકાંત માનનારાઓને સંબંધક કૃદંત લાગે નહિ. એકાંત નિત્યવાદી જે નાશ ન થાય ઉત્પન્ન ન થાય; નિશ્ચલ રહે તે નિત્ય. હવે જો બદલાય નહિ તો સંબંધક કૃદંત ન આવે. પૂર્વમાંથી પછીનામાં કંઈ ફેરફાર કરવો હોય ત્યારેજ સંબંધક કૃદંત આવે છે.

આવીજ રીતે સંબંધક કૃદંતથી ક્ષણિક વાદીઓનું ખંડન થાય છે. તેઓ એવું માને છે કે પૂર્વ અને પછી બે કાલમાં એક દ્રવ્ય ન રહે. પૂર્વનું પણ જૂદું એમ માનવાથી પૂર્વ અને પશ્ચિમનો સંબંધ તૂટી જતાં બે ક્રિયાઓ એક કાર્યને લાગુ ન પડે. નમન ક્રિયાં યોગમાં ચોથી વિભકિત થાય છે. અહિં અધિકારવાળી ગાથાના સૂત્રની બીજી રીતે ઉત્પત્તિ ન થાય; વળી ભદ્રબાહુ સ્વામિ જેવા આપ્ત પુરૂષ નિર્યુકિતકાર છે (માટે તેમનું

વચન તેઓ ચૌદ પૂર્વી હોઇને આપણને પ્રમાણભૂત છે) વળી 'બાપને', જન્મ આપનારને, હું નિરંતર નમું છું એવા વિચિત્ર પ્રયોગ જોવામાં આવે છે તો 'સર્વ સિદ્ધોને' એ કર્મના સંબંધે છઠ્ઠી જાણવી.

હવે સર્વ સિધ્ધોને નમસ્કાર કરીને શું કરવાનું છે તે કહે છે. દશવૈકાલિકની નિર્યુક્તિ હું કહીશ. કાળમાં જે ઉત્પન્ન થાય તે કાલિક. અહિઆં પ્રમાણ કાળને ઉપયોગમાં લેવો એ કહેવાનો ભાવ છે. દશ અધ્યયનના ભેદ રૂપ હોવાથી દશ પ્રકારનું કાલિક છે. તેમાં પ્રકાર શબ્દનો લોપ થવાથી દશ કાલિક જાણવું. 'વિ' શબ્દનો અર્થ આગળ અમે કહીશું.

નિર્યુક્તિ એટલે શું ? નિર્યુક્તાજ, સૂત્ર અને અર્થોની યુક્તિ એટલે પરિપાટી (અનુક્રમે જોડવું) તે નિર્યુકિત યુકિત. આમાં યુક્તિ શબ્દનો લોપ થવાથી નિર્યુક્ત શબ્દ બન્યો. તે છુટી (જૂદી બાબતોની યોજના ખુલાસાથી કહીશું.) (૧લી ગાથાનો અર્થ સમાપ્ત.)

શાસ્ત્રો આદિ, મધ્ય અને અંતમાં વિધિ પૂર્વક મંગળનો પરિગ્રહ કરીને (શાસ્ત્રો) કરવાં.

**ટીકાઃ**—આદિ, મધ્ય અને અંતમાં મંગળને ગ્રહણ કરીને વિધિ યુક્ત રીતિએ શાસ્ત્ર કરવાં. શા માટે તે મંગળની કલ્પના કરવી ? વાદી અથવા ન સમજતા શિષ્યનો આચાર્ય ઉત્તર આપે છે. પહેલું મંગળ બધાં વિઘ્નો દુર કરવા વડે ઇચ્છિત શાસ્ત્ર, અને તેના અર્થનો પાર પહોંચાય (સુખેથી ભણાય) તે માટે છે. ભણેલું સૂત્ર તથા અર્થ આત્મામાં સ્થિર રહે (ભૂલી

ન જવાય ) તે માટે મધ્ય મંગળ જાણવું. વળી તેજ સૂત્ર અને અર્થ શિષ્ય પરંપરામાં નાશ થયા વિના ચાલ્યું આવે માટે છેવટનું મંગળ જાણવું.

**શંકા ને સમાધાન—**

વાદીની શંકા અને આચાર્યનું સમાધાન અત્રે બતાવવું જોઇએ પણ તે વિશેષ આવશ્યક નામના મહાન્ સૂત્રથી જાણી લેવું. અહિંઆં સામાન્યથી આખું શાસ્ત્ર મંગળરૂપ છે કારણ કે નિર્જરાનો વિષય હોવાથી તપ કરવાની માફક, આ હેતુ અસિદ્ધ નથી. આનું કારણ એ કે વચન વિજ્ઞાન રૂપ આ શાસ્ત્ર છે અને જ્ઞાનની નિર્જરા રૂપ સાર્થકતા સ્વીકારેલી છે. આટલા માટે શાસ્ત્રમાં કહ્યું છે કે નારકીમાં ઘણા કરોડો વર્ષે જે કર્મ ખપે છે તે કર્મ ત્રણ ગુપ્તિવાળો જ્ઞાની ઉરૂપ એક શ્વાસોચ્છવાસમાં ખપાવે છે. વિગેરે 'અહિં પહેલું મંગળ' દ્રુમ પુષ્પિકા અધ્યયન વિગેરે છે. ધર્મની પ્રશંસા સ્વીકારવાના હેતુથી તે મંગળ સ્વરૂપ છે. મધ્ય મંગળમાં ધર્માર્થ કામ અધ્યયન વિગેરે છે અને તેમાં આચાર કથા વિગેરે વિસ્તારથી કહેવાયલાં હોઇને મંગળ સ્વરૂપજ છે. છેલ્લું મંગળ ભિક્ષુ અધ્યયન વિગેરે જાણવું. કારણકે તેમાં ભિક્ષુના ગુણો વિગેરેનું અવલંબન છે. આ પ્રમાણે અધ્યયનના વિભાગથી ત્રણે મંગળનો વિભાગ બતાવ્યો. હવે સૂત્ર વિભાગથી બતાવીએ છીએ. તેમાં પહેલું 'ધમ્મો મંગળ' ગાથા સૂત્ર રૂપે જાણવું. તેમાં ધર્મ બતાવેલો હોવાથી તે મંગળનો હેતુ છે. મધ્ય મંગળ પણ જ્ઞાન દર્શન ઈત્યાદિ સૂત્રની ગાથા છે. તેમાં જ્ઞાનની સાથે સંબંધ કરવાથી તે જ્ઞાન મંગળ

રૂપે જાણવું. છેલ્લું મંગળ 'ણિક્ખમ્મમાણાઇય' વિગેરે જાણવું. તેમાં ભિક્ષુના ગુણો સ્થિર કરવા માટે વિવિક્ત ચર્યા (બ્રહ્મચર્ય ગુપ્ત) નો વિષય હોવાથી ભિક્ષુ ગુણોનું મંગળ રૂપ જાણવું.

શિષ્યનો પ્રશ્ન—મંગળ શબ્દનો શું અર્થ થાય છે? આચાર્ય ઉત્તર આપે છે સાંભળો. અગિ, રગિ, લગિ, વગિ મગિ એમ દંડક ધાતુઓ છે. આ ધાતુઓના સ્વરૂપમાં પાણિની ૫-૧-૫૮ અનુસાર 'નુમ' પ્રત્યય લાગે છે. ઉણાદિકમાં અનુબંધને લોપ કર્યે થકે પ્રથમાના એક વચનમાં મંગળ થાય છે ('મગ્' ધાતુ છે અને તેને ઉણાદિક પ્રત્યય લાગે ત્યારે વચનમાં અનુસ્વાર અને છેવટે 'લ' પ્રત્યય લાગવાથી મંગલ થાય છે. બીજી રીતે જે વડે હિત મંગાય તે મંગલ અથવા મંગાય (સમજાય) અથવા સધાય તે મંગળ. વળી 'મન્' એ ધર્મનું નામ છે અને 'લા' ધાતુ લેવાના રૂપમાં છે. તે જોડતાં પાણિનિના ૩-૨-૩ નિયમાનુસાર કર પ્રત્યયના અનુબંધનો લોપ કર્યાથી પાણિનિના ૬-૪-૬૪ સૂત્ર અનુસાર આકારનો લોપ થવાથી પ્રથમના એક વચનમાં નપુંસક લિંગે મંગળ થાય છે. એટલે મંગ-ધર્મ લાવે તે મંગલ. અર્થાત્ મંગલ એ ધર્મ પ્રાપ્તિનો હેતુ છે. અથવા મને સંસારથી છૂટો કરે-ગાળી નાખે-દૂર કરે તે મંગળ.

તે મંગળના ચાર નિક્ષેપા છે. નામ મંગળ, સ્થાપના મંગલ, દ્રવ્ય મંગળ અને ભાવ મંગલ. એમનું સ્વરૂપ વિશેષ આવશ્યકથી જાણવું. આ ગાથાનો અર્થ સમાપ્ત કરતાં નિર્યુક્તિકાર ભગવંત કહે છે:—

**आईमज्झवसाणे काउं मंगल पडिग्गहं वहिणा**
**नामाइ मंगलं पि य चउव्विहं पन्नवेउणं ॥ २ ॥**

ચાર પ્રકારે નામાદિ મંગલ બતાવીને અહિંઆં સંબંધક કૃદંત મૂકીને શું બતાવે છે તે કહે છે.

**सुयनाणे अणुओगेणाहिगयं सो चउव्विहो होइ ।**
**चरण करणाणुओगे धम्मे गणिए (काले) यदविए य ॥३॥**

શ્રુત જ્ઞાનમાં અનુયોગ વડે પ્રાપ્ત કરેલું તે ચાર પ્રકારે છે. ચરણ કરણાનુયોગ, ધર્માનુયોગ, કાળાનુયોગ, અને દ્રવ્યાનુયોગ.

**ટીકાકારની વ્યાખ્યા**—સાંભળેલું જ્ઞાન જે તે શ્રુત-જ્ઞાન. તે શ્રુતજ્ઞાનમાં અનુયોગ વડે અધિકાર છે. અહિં એવી ભાવના છે કે ભાવ મંગળના અધિકારમાં શ્રુતજ્ઞાન વડે અધિ-કાર છે, કહ્યું છે કે 'અહિં પણ અધિકાર શ્રુતજ્ઞાન વડે છે જે શ્રુત વડેજ બીજાનો અને પોતાનો અનુયોગ ( કથન ) થાય છે. તેનું દષ્ટાંત પ્રદીપ પેઠે સમજવું. (એટલે જેમ દીવો પોતાને તેમ બીજા પદાર્થને પ્રકાશે છે તેમ શ્રુતજ્ઞાન પોતાને અને પારકાને ખરા રૂપે જણાવે છે.)

આ સૂત્રમાં ઉદ્દેશ વિગેરે પ્રવર્તે છે. કહ્યું છે કે શ્રુતજ્ઞાનમાં ઉદ્દેશ સમુદ્દેશ, અને અનુજ્ઞા અને અનુયોગ પ્રવર્તે છે. તેમાં પહેલું જે કહેવાય તે ઉદ્દેશો સૂત્ર, તેનો ખુલાસો થાય તે સમુદ્દેશ. બે સમજાયા પછી તેની ( અર્થ ) બીજાને ભણાવવાની આજ્ઞા અપાય તે અનુજ્ઞા. એ ત્રણ સાથે મળે ત્યારે ઇચ્છિત વિષયનું કથન થાય તેનું નામ અનુયોગ છે. આટલા માટે નિર્યુક્તિકારે કહ્યું છે કે શ્રુતજ્ઞાનમાં અનુયોગ વડે અધિકાર છે. આ અનુયોગ

ચાર પ્રકારે જાણવો-૧ ચરણ કરણ અનુયોગ. જે કરાય-આચારમાં મૂકાય તે કર્મ-કરણ. પંચ મહાવ્રત દશ પ્રકારે શ્રમણ ધર્મ સત્તર પ્રકારે સંયમ, દશ પ્રકારની વૈયાવચ્ચ, બ્રહ્મચર્યની નવ વાડ, જ્ઞાન દર્શન ચરિત્ર તપ, બાર પ્રકારનો તપ, ક્રોધાદિ ચાર કષાયનો નિગ્રહ એ સિત્તેર ભેદે ચારિત્ર જાણવું.

કરાય તે ક્રિયા, પિંડ વિશુદ્ધિ વિગેરે. જેમકે પિંડ વિશુદ્ધિ ચાર પ્રકારની, પાંચ પ્રકારની સમિતિ, બાર ભાવના, સાધુની બાર પ્રતિમા, પાંચ ઈંદ્રિયનો નિરોધ. પચ્ચીસ પ્રકારે પડિલેહણની શુદ્ધિ, ત્રણ ગુપ્તિ, ચાર પ્રકારે અભિગ્રહ તે કરણ જાણવું. આ ચરણ કરણનો અનુયોગ તે ચરણ કરણાનુયોગ.

**અનુયોગ**—મળતો યોગ ( વ્યાપાર ) તે અનુયોગ એટલે સૂત્રનો અર્થ સાથે સરખો સંબંધ કહેવો અર્થાત્ સૂત્રનો અર્થ બતાવવો. આમાં 'એકારાંત છે તે પ્રાકૃતશૈલિએ પ્રથમા દ્વિતીયામાં પણ દેખવો જેમકે 'કયરે' ઇત્યાદિ ( આ દિવ્ય રૂપવાળો કોણ આવે છે ? ) વિગેરે ધર્મ એટલે ધર્મ કથાનું **કથન** તે ધર્મ કથાનુયોગ જાણવો. કાળ ( વખતનું કથન કરવું તે ગણિતાનુયોગ જાણવો.) આમાં વિશેષે કરીને ચાર ગતિનાં આયુષ્ય જ્યોતિષની ચાલ વિગેરે બતાવાય છે.

દ્રવ્યોનું વર્ણન કરવું તે દ્રવ્યાનુયોગ. તેમાં કાલિક શ્રુત છે તે ચરણ કરણાનુયોગ જાણવાં. ઉત્તરાધ્યયન જે ઋષિ ભાષિત છે તે વિગેરે ધર્મ કથાનુયોગ જાણવાં સૂર્ય પ્રજ્ઞપ્તિ વિગેરે દ્રવ્યાનુયોગ જાણવાં. કહ્યું છે કે કાલિક શ્રુત ઋષિ ભાષિતો તથા સૂર્ય પ્રજ્ઞપ્તિ એ ત્રણે અનુક્રમે ચરણ કરણાનુયોગ, ધર્મકથાનુયોગ,

અને ગણિતાનુયોગ છે. આખો દ્રષ્ટિવાદ જે બારમું અંગતે છો ચોથો દ્રવ્યાનુયોગ જાણવો. ત્રીજી ગાથાનો અર્થ સમાપ્ત.

અહિં અર્થથી અનુયોગ બે પ્રકારે છે. અપૃથકત્વ અનુયોગ અને પૃથકત્વ અનુયોગ, એટલે એકજ સૂત્રમાં ચારે અનુયોગ કહેવાય, તે અપૃથકત્વ ( ચારે સાથે ) જાણવા. કારણ કે સુત્રોના અનંત ગુણ અને પર્યાય હોવાથી બધા અનુયોગ સાથે લેવાય, પૃથકત્વ અનુયોગમાં કોઈ સૂત્રમાં ચરણ કરણ, કોઇમાં ધર્મ કથા વિગેરે પ્રત્યેક અનુયોગ જૂદો જૂદો આવે. આ માટે એવું બોલાય છે કે જ્યાં સુધી આર્ય વજ્ર સ્વામી હતા, ત્યાં સુધી ચારે અનુયોગ કાળિક અનુયોગમાં સાથે હતા. ત્યાર પછી કાળિક શ્રુતમાં અને દષ્ટિ વાદમાં ઉપર કહેલ જૂદા જૂદા અનુયોગ થયા. આ બધો વિસ્તાર વિશેષ આવશ્યક સૂત્રથી જાણવો. આપણે અહિં પૃથકત્વ એટલે ચારે જૂદા જૂદા અનુયોગ વડે અધિકાર છે તેજ નિર્યુકિતકાર બતાવે છે.

**अपुहुत्त पुहुत्ताई निद्दिसिउं एत्थ होइ अहिगारो ।**
**चरणकरणाणुओगेण तस्स दारा इमे हुंति ॥ ४ ॥**

અપૃથકત્વ અને પૃથકત્વ બતાવીને આપણો અધિકાર છે. અહિં ચરણકરણ અનુયોગના દ્વારો નીચે પ્રમાણે છે.

ટીકા-અપૃથકત્વ, પૃથકત્વમાં લેશથી કહેવાના સ્વરૂપમાં કહીને ચાલતા વિષયમાં ચરણકરણના અનુયોગવડે પ્રયોજન છે. તેનાં દ્વાર ( પ્રવેશ કરવાનાં મુખ ) હવે પછીનાં રૂપવાળાં થાય છે. ચોથી ગાથા સમાપ્ત.

**निक्खेवेगट्ठ निरुत्तविही पवित्ती य केण वा कस्स ।
तद्दारभेयलक्खण तयरिह परिसा य सुत्तत्थो ॥ ९ ॥**

નિક્ષેપ એકાર્થવાળાં છુટા વિભાગ પાડીને કહેવું; વિધિ કહેવી, પ્રવૃત્તિ, કોણે. કોનો, તે દ્વારનાં ભેદ, લક્ષણ, તેની યોગ્યતા, પરિષહ, અને સૂત્રાર્થનું વર્ણન.

ટીકાનો અર્થ—આ બધાનો વિસ્તારથી અર્થ વિશેષાવશ્યકથી જાણવો. સ્થાનની અશૂન્યતા માટે ટુંકાણમાં કહીએ છીએ. અનુયોગ શબ્દનો નિક્ષેપ કરવો. નામ સ્થાપના વિગેરે અનુયોગ સાથે જોડવાં તથા અનુયોગ સાથે એક અર્થમાં વપરાતા શબ્દ કહેવા. જેમ કે અનુયોગને બદલે નિયોગ વિગેરે કહીએ તો પણ ચાલે. તેમજ નિર્યુકત બોલવું જેમકે અનુકુળ યોજવું. તે અનુયોગ અથવા સરખા રૂપવાળો યોગ કરવો તે અનુયોગ. અનુયોગની વિધિ કહેવી એટલે આ કથન કરવું હોય તો બોલનાર અને સાંભળનારના અધિકાર બતાવવા.

સૂત્રનો શબ્દાર્થ બતાવવો એ પહેલું મંદ બુદ્ધિવાળા શિષ્યો માટે છે. ત્યારપછી નિર્યુક્તિ સહિત અર્થ બતાવવો. તે સર્વોત્તમ બુદ્ધિવાળા માટે છે. આ કથન કરવાની વિધિ જાણવી. હવે સાંભળનારની વિધિ કહે છે.

મુંગો થઇને સાંભળે, સાંભળવા પછી હોંકારો દે, પછી બોલે કે ઠીક કહ્યું, પછી પ્રશ્ન કરે, પછી વિચારે; ત્યારપછી પ્રસંગને અનુસરતી વાત કરે, ત્યારપછી સંપૂર્ણ અર્થ સમજે એ સાંભળનારના સાત ગુણ છે. સાંભળનાર તથા કથા કરનારની પ્રવૃત્તિ ચાર પ્રકારે થાય. ૧ ગુરૂ પ્રમાદિ, શિષ્ય અપ્રમાદી, ૨ ગુરૂ

અપ્રમાદી, શિષ્ય પ્રમાદી ૩ ગુરૂ શિષ્ય બન્નેપ્રમાદિ ૪. ગુરૂ શિષ્ય બન્ને અપ્રમાદી. આ ચારમાં ત્રીજા ભાંગામાં બન્ને પ્રમાદી હોવાથી કંઈ પ્રવૃત્તિ નથી. ૧ લા તથા ૨ જામાં થોડી પ્રવૃત્તિ અને ૪થામાં સંપૂર્ણ પ્રવૃત્તિ છે.

આમાં દુધ દેનારી ગાયનો દ્રષ્ટાંત છે. ૧લા ભાગમાં ગાય વસૂકી ગયેલી પણ દોહનારો હોંશિયાર. ૨ જા ભાગમાં ગાયને દૂધ ઘણું પણ દોહનાર આળસુ. ૩ જા ભાગમાં ગાયને દૂધ પણ નહિ અને દોહનાર પણ પણ હોશિયાર નહિ. ૪થામાં ગાયને દૂધ ઘણું અને દોહનારો હોશિયાર એવી રીતે ઉપમા આચાર્ય શિષ્યોની જાણવી. ગાય સરખા ગુરૂ અને દોહનાર માફક શિષ્યો. ક્ષીર માફક અર્થ સમજવાની પ્રવૃત્તિ તે બીજા અને ૩જા ભાગમાં શૂન્ય જાણવી. અથવા ઇચ્છા ન હોય તો ગુરૂ યત્કિંચિત્ શિષ્યને પ્રાપ્ત કરાવી શકે ચોથામાં પણ ગુરૂની આકાંક્ષા અને શિષ્યના અપ્રમાદથી લાભ લઇ શકે. ત્રીજામાં પ્રમાદી ગુરૂ અને વિનયથી ગ્રહણ કરનાર શિષ્યો ન હોવાથી સારી રીતે દૂધ ન મેળવે તેમ અર્થની પ્રાપ્ત ન થાય.

અનુયોગ કોણે કરાવવો તે અત્રે કહે છે. નીચે પ્રમાણે ગુણવાળો હોય તેણે કરાવવા. દેશ, કુળ, જાતિ, રૂપ એ ચાર જેનાં ઉત્તમ હોય, શરીરનું સંઘયણ મજબુત હોય, ધીરજવાન હોય, આકાંક્ષા રહિત, વિકથા ત્યાગી, નિષ્કપટી, શીખીને ન ભૂલનાર, જેનું વચન બીજા માન્ય કરે, પરિષહ જીતનાર, અલ્પ નિદ્રા લેનાર, મધ્યસ્થ, દેશ કાળ ભાવને જાણનાર, બુદ્ધિમાન, જૂદા જૂદા દેશની ભાષા જાણનાર, પાંચ આચાર પાળનાર, સૂત્ર

અર્થ અને બન્નેની વિધિ જાણનાર, ઉદાહરણ હેતુ કારણ અને નય એ ચારમાં નિપુણ, શીખવવામાં કુશળ, જૈન અને પર મતના સિધ્ધાંતોનો જાણકાર, ગંભીર, તેજસ્વી, કલ્યાણકારી, શાંત મુદ્રાવાન, એવા સેંકડો ગુણોથી શોભાયમાન હોય, તે પ્રવચનનો સારકહેવા યોગ્ય છે. આ બધાનો સંપૂર્ણ અર્થ બ્રહત્ કલ્પસૂત્રથી જાણી લેવો.

પણ પહેલા દશવૈકાલિકના વ્યાખ્યાનમાં જરા કહીએ છીએ. આર્ય દેશમાં ઉત્પન્ન થયેલ હોવાથી તે સુખથી બોધનાં વાક્ય કહી શકે છે. ૨ પિતાનું તે કુળ ઉત્તમ હોવાથી જેમ તેજસ્વી પ્રાણી ભાર વહન કરવામાં થાકતો નથી તેમ પોતે પણ ભણાવવામાં થાકતો નથી. માતા સંબંધી તે જાતિ ઉત્તમ હોવાથી વિનયવાન હોય છે. રૂપવાન હોવાથી તેનું વચન બીજા ગ્રહણ કરે છે કારણ કે આકૃતિમાં ગુણો રહે છે (એવી લોક માન્યતા છે.) સંઘયણ ને ધીરજવાળો હોવાથી વ્યાખ્યાન, તપસ્યા કે અનુષ્ઠાનની વિધિ કરાવવામાં ખેદ પામતો નથી. અનાશંસી હોવાથી સાંભળનાર પાસે વસ્ત્રાદિ ન ઇચ્છે, વિકથાનો ત્યાગી હોવાથી ઘણું બોલનારો નથી (જરૂર જેટલુંજ બોલે.) અમાયી હોવાથી કપટ રહિતપણે શિષ્યોને સારે માર્ગે દોરે છે. સ્થિર પરિપાટી હોવાથી ભણેલા સૂત્રને ભૂલતો નથી. ગૃહિત વાક્ય હોવાથી બીજાને તેનું વચન માન્ય થાય છે. જીત પરિષદ્ હોવાથી અન્ય મતવાળાઓ સાથે વાદ કરતાં સભામાં ડરતો નથી. અપ્રમાદી હોવાથી અલ્પ નિદ્રાવાળો હોય છે. તેથી વ્યાખ્યાનમાં આનંદ આવે છે અને જે શિષ્યો ઉંઘણસી હોય અથવા

ઘણીવાર આળસ કરતા હોય તેમને પ્રેરણા કરી ઠેકાણે લાવે છે. મધ્યસ્થ હોવાથી ન્યાયવાદી હોય છે. દેશ, કાળ ભાવનો જાણ હોવાથી દેશ વિગેરેના ગુણ જોઇ અપ્રબદ્ધપણે વિચરે છે અને ઉપદેશ આપે છે, તર્કવાદી હોવાથી અન્યદર્શની કુતર્ક કરીને જીતવા જાય તો પણ સામેના માણસનું કહેવાનું તાત્પર્ય સમજી તુરત ઉત્તર દેવાને સમર્થ થાય છે (ન્યાયસૂત્રના પંચમ અધ્યાયમાં એનું વ્યાખ્યાન વિસ્તારથી કહેલું છે) જૂદા જૂદા દેશની ભાષા જાણનાર હોવાથી જૂદા જૂદા દેશના જન્મેલ શિષ્યોને સુમાર્ગે દોરવવા સમર્થ થાય છે. જ્ઞાનાદિ પંચ આચાર યુક્ત હોવાથી તેનું વચન શ્રદ્ધા કરવા યોગ્ય હોય છે. સૂત્ર અર્થ ઉભયનો જાણનાર હોવાથી યોગ્ય રીતે ઉત્સર્ગ અપવાદનો બતાવનાર થાય છે. ઉદાહરણ, હેતુ, કારણ, તથા નયમાં નિપુણ હોવાથી તેમાં રહેલ ભાવોને સમ્યક્‌પણે દેખાડે છે, કે અમારા સિદ્ધાંતમાં કહેલું તેજ માનો એવું તે ન બોલે પણ એમ બોલે કે 'સિદ્ધાંત સાથે ન્યાયથી પણ મેળવી લો' ગ્રાહણ કુશલ હોવાથી શિષ્યોને અનેક પ્રકારે હૃદયમાં ઉતારી શકે છે. સ્વ અને પર સિદ્ધાંતનો જાણ હોવાથી બીજાના મતનું ખંડન કરી પોતાનો સિદ્ધાંત બતાવે છે (એટલે જૈન મતની ઉત્તમતા જણાવી શકે.) ગંભીર હોવાથી મોટા પણ શિષ્યના ગુન્હામાં રોષાયમાન થતો નથી. તેજસ્વી પરવાદીઓને ક્ષોભ પમાડે છે. મંગળ કારી હોવાથી એના પુણ્ય બળના અતિશયથી મરકી વિગેરેના રોગો શાંત થાય છે. શાંત મુદ્રા હોવાથી બધા માણસોની પ્રીતિ મેળવે છે. આવા સર્વ ગુણવાળોજ સિદ્ધાંતના સારને કહેવાને સમર્થ

થાય છે, જેથી તે અનેક ભવ્ય જીવોને બોધનો હેતુ થાય છે.

ગુણ યુક્ત વચન ઘી અને મધ સીંચેલા અગ્નિ માફક દીપે છે. અને ગુણ હીનાનું વચન ઘી વિનાના દીવા જેવું છે. એટલે કે તે શોભતું નથી. તથા અન્ય શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે વાસણમાં રહેલું દુધ બાળકને જોઇએ તેવી પુષ્ટિ આપનારૂં નથી. પણ માતાના સ્તનનું પાન કરનાર માથું નમાવી ખોળામાં પડેલ બાળકજ પુષ્ટિ પ્રાપ્ત કરે છે. તેવી રીતે સારૂં બોલેલું પણ દુરાચારી માણસનું વચન જેમ ખરાબ વાસણમાં દુધ શોભતું નથી તેમ દુરાચારીનું વચન લોક માનતા નથી. પણ ગુણવાન માણસનું વચન સારા વાસણમાં રહેલ દુધ પીધાની માફક માનનીય હોય છે. અને લોકોને જેમ દૂધ પુષ્ટિ કરે છે તેમ સારૂં વચન સુમાર્ગે દોરે છે. વળી શીયાળાની ઠંડીમાં પણ મહેનતથી મેળવેલ દેવતા હોય પણ તે જો સ્મશાનનો હોય તો તેની પાસે તાપવા લોકો બેસતા નથી તેવીજ રીતે પતિતનું વચન હિતકારક હોય તો પણ લોકો તેનો વિશ્વાસ કરતા નથી. તેવીજ રીતે સત્પુરૂષો સિદ્ધાન્તનાં જાણકાર પણ ચારિત્રથી ભ્રષ્ટ થયેલાનું સેવન કરતા નથી. જેમ ઠંડા પાણીથી ભરેલો ચંડાળનો કુવો હોય તોપણ ઉચ્ચ જાતિના લોકો તેમાં પાણી પીતા નથી. આવીજ રીતે મુમુક્ષુઓ ભ્રષ્ટાચારીનું વચન સ્વીકારતા નથી.

હવે શાનો અનુયોગ ( કથન ) કરવો તે કહે છે. જો કે બધા સિદ્ધાંતનું કથન થાય છે પણ અહિં પ્રસ્તાવિક વાતને અનુસરી દશ વૈકાલિકનું કથન કરીશું.

વાદીની શંકા—'દશ કાલિકની નિર્યુક્તિ કરીશું' એ વચન-

થીજ વર્તમાન વાતનું કથન સમજી જવાયું ત્યારે આ ઉપન્યાસ કર્યો તે નિષ્ફળ છે.' આચાર્ય કહે છે-' એમ નહિ. અધિકાર-વાળો વિષય નિક્ષેપાદિ દ્વારના સમૂહ વડે તમામ શ્રુત સ્કંધનો વિષય હોવાથી તેનાજ બળ વડે નિર્યુક્તિકારે પણ ઉપન્યાસ કર્યો. પણ આજ સ્થાનથી બીજી જગ્યાએ પણ શાસ્ત્રનું નામ કહેવા પૂર્વક ઉપન્યાસ કરાય છે એમ જાણવું. ( નિર્યુકિતકારનો અધિકાર નિર્યુક્તિકારે બતાવ્યો અને શાસ્ત્રકારે શાસ્ત્રની વિધિ બતાવી એમ સમજવું.)

નિર્યુક્તિકારની અર્ધી ગાથાને થોડામાં સમજાવી અને બાકીથી જે અર્ધી ગાથા રહી તે પણ અધ્યયનના અધિકારમાં જ્યારે સમય આવશે ત્યારે બતાવશું. કારણ કે ત્યાં ઉપક્રમ અનુગમ નિક્ષેપ, નય, એ ચાર અનુયોગ દ્વારનું, અનુપૂર્વી વિગેરે તેના ભેદોનું તથા સૂત્ર વિગેરેનું લક્ષણ તેને યોગ્ય પરિષદ્ વિગેરેનું કહેવાનું શકય છે. પણ બીજી જગ્યાએ કહેવું શોભતું નથી કારણકે અહિં તેનો વિષય નથી. હવે આપણી ચાલુ વાતને નિર્યુક્તિકાર કહે છે.

**एयाइँ पहवेउं कप्पे वण्णिय गुणेण गुरुणा उ ॥**
**अणुओगो दसवेयालि-यस्स विहिणा कहेयव्वो ॥६॥**

**ટીકાનો અર્થ**—આ નિક્ષેપાદિ દ્વારો કહીને બૃહત્કલ્પ સૂત્રમાં બતાવેલા ૩૬ ગુણોવાળા ગુરૂએ દશવૈકાલિકનું શાસ્ત્રમાં કહેલી વિધિએ કથન કરવું. પણ ન જાણનારો શિષ્ય પૂછે છે ' હે ભગવન્, જો દશ વૈકાલિકનું કથન કરો તો કહો કે તે એક અંગ છે કે અનેક અંગ છે ? એક શ્રુત સ્કંધ કે અનેક

છે? એક અધ્યયન છે કે અનેક? એક ઉદ્દેશા કે અનેક ઉદ્દેશા એમ આઠ પ્રશ્ન છે ત્રણ તેમાં યોજાય છે. દશ વૈકાલિક એક શ્રુત સ્કંધ, અનેક અધ્યયન અને અનેક ઉદ્દેશા એ ત્રણ જાણવાં આ પ્રમાણે છે તેથી દશ વિગેરે પદનો નિક્ષેપો કરવા જેમ દશનો, કાળનો, શ્રુત સ્કંધનો, અધ્યયનનો ઉદ્દેશાનો છે તેમજ નિર્યુક્તિકાર કહે છે.

**दसकालियंति नाम संखाए कालओ य निद्देसो ।**
**दसकालिय सुअखंधं अज्झयणु द्देस निक्खिविउं ॥७॥**

**ટીકાનો અર્થ**—દશ કાલિક પૂર્વે તેનો શબ્દાર્થ કહેલો છે. એવું જે નામ તે સંખ્યા અને કાળથી તેનો કાળમાં નિક્ષેપ કરવો. અર્થાત્ વિશેષ અભિધાન (નામ પાડવું.) આનું નિબંધન વિશેષ પ્રકારે આગળ કહીશું. મણગ નામના લઘુ શિષ્ય માટે એ કહેવા વડે તેથી દશકાલિક. કાળમાં પ્રવૃત્તિ થઇ તેથી કાલિક દશ શબ્દની સાથે કાળ શબ્દનો નિક્ષેપો શ્રુત સ્કંધ, અધ્યયન તથા ઉદ્દેશાને તેના વિષયમાં સ્થાપન કરી કથન કરવું (વીવરીને બતાવવુ). આ ગાથાનો અર્થ છે.

હવે જેવો હૃદયમાં કહેવાનો વિચાર તેવો મોઢેથી ખુલાસો, એ ન્યાયને અનુસરી જે શાસ્ત્ર કહેવાનો અભિપ્રાય છે તેને તેનું નામ આપવું યોગ્ય હોવાથી પ્રથમ દશ શબ્દનોજ નિક્ષેપો દર્શાવે છે. 'દશ' તે ગણત્રીમાં એક બે ત્રણ, ચાર વિગેરેને અનુસરી વર્તે છે. જો એક ન હોય તો દશ પણ ન થાય. માટે પ્રથમ એક શબ્દમાંજ નિક્ષેપો કરવાની ઇચ્છાથી કહે છે.

**णामं ठवणा दविए माउयपय संगहे क्कए चेव।**
**पज्जवभावे य तहा सत्तेए पक्कगा होंति ॥८॥**

**ટીકાનો અર્થ**—એક તેજ એક (એકલું) નામ એક સ્થાપના એક, સુગમ છે. દ્રવ્યે એક તે સચિત્ત અચિત્ત તથા મિશ્ર. તેમાં સચિત્ત તે પુરૂષ, અચિત્ત તે રૂપીઓ વિગેરે, મિશ્ર તે ઝાંઝર પહેરેલું માણુસ તથા મૂળ પદ (જે ગણધરોને ત્રિપદીમાં તીર્થંકરે બતાવ્યાં) ઉપન્નેઇવા. વિગમેઇવા' ધુવ્વેઈવા (ઉત્પન્ન થાય છે, નાશ થાય છે અને કાયમ રહે છે? આ માત્રક પદ કહેવાય છે.) તે સિવાય વ્યવહારમાં અ, આ, ઇ, ઇ તે પણ માત્રક પદ (મૂળ પદ) જાણવાં. તેમનાવડેજ બધા શબ્દોનો વ્યવહાર વ્યાપેલો હોવાથી માત્રપદ કહેવાય છે. અહિં કહેવાની માફક લિંગ વચન પણ થાય છે એટલા માટે આ ઉપન્યાસ કર્યો છે. સંગ્રહીત તે ચોખાનો સમૂહ. એટલે તાત્પર્ય એ છે કે સંગ્રહ શબ્દથી એકમાં પણ સમુદાય આવી જાય.જેમકે ચોખા લાવ્યો એમ કહેવાથી એક દાણો પણ અનેક દાણાનોસમૂહ પ્રવૃત્તિમાં આવે છે તેથી એક દાણો પણ શાળી કહેવાય અને ઘણા દાણા પણ શાળી કહેવાય (ઉત્તમ જાતના ચોખાને શાળી કહે છે) લોકમાં આ રીતિ છે. હવે અહિં આદિષ્ઠ અને અનાદિષ્ઠએ બે શાલિના ભેદ છે. જેમકે કલમશાલી તે કલમનાજ ચોખાનો આદેશ કર્યો. પણ જો કલમ શાલી ન કીધા હોય તો ગમે તે ચોખા સમજવા. તે અનાદિષ્ટ છે. તે યોજના યથાયોગ્ય કરવી. પર્યાયિક તે એક પર્યાય, પર્યાય એટલે વિશેષ ધર્મ તે અનાદિષ્ટ વર્ણ વિગેરે એટલે કોઈ પણ રંગ સમજાય. પણ જો આદિષ્ટ એટલે

કાળો રંગ વિગેરે કહ્યું હોય તો તેજ કામ લાગે. બીજા આચાર્ય બધા શ્રુત સ્કંધની વસ્તુની અપેક્ષાથી આવી વ્યાખ્યા કરે છે કે અહિં પર્યાયથી એમ સમજવું કે અનાદિષ્ટ તે શ્રુતસ્કંધ જાણવો અને આદિષ્ટમાં દશકાલિક નાંમનું સૂત્ર જાણવું. કેટલાક એમ કહે છે કે અનાદિષ્ટ તે દશવૈકાવિક સૂત્ર અને આદિષ્ટ તે તેનું કોઇ પણ અધ્યયન જેમ કે દ્રુમપુષ્પિકા વિગેરે કહે છે. પણ આ જોઇએ તેવું મનોહર નથી. કારણ કે દશવૈકાલિક નામ કહેવાથી આદેશની સિદ્ધિ થાયછે. તેથી પાછલા મત કરતાં પેલું કહેવું તે ઠીક છે. ભાવે-તે એક ભાવ. જેમ કે અનાદિષ્ટ કોઇ પણ ભાવ. અને આદિષ્ટ તે ઔદયિક, ક્ષાયિક વિગેરે આ સાત જોડે જોડે કહેલા એક એક થાય છે. અહિં દશ પર્યાય અધ્યયનોનો એક સંગ્રહ હોવાથી તેનોજ અધિકાર જાણવો. બીજા આચાર્ય કહે છે કે શ્રુતજ્ઞાન ક્ષાયોપશમિક ભાવમાં વર્તે છે. તેથી ભાવએકમાં તેનો અધિકાર છે. (બન્નેનું કહેવું ઠીક છે, હવે આપણે એકનીજ માફકજ બે વિગેરેના નિક્ષેપા હોવાથી તે છોડીને લાગલોજ દશ શબ્દનો નિક્ષેપો કહીએ છીએ.

## દશ શબ્દનો નિક્ષેપો.

**णामं ठवणा दविए खित्ते काले तहेव भावे अ ।**
**एसो खलु निक्खेवो दसगस्स उ छव्विहो होइ ॥१॥**

**વાદીનો પ્રશ્ન**—બેથી નવ છોડી કેમ દશનો નિક્ષેપો લીધો ? ઉત્તર-દશનો નિક્ષેપો લેવાથી બાકીના વચલાનું સમજાઇ જશે. તેમાં નામ સ્થાપના નિક્ષેપો સુગમ છે. દ્રવ્ય દશક તે

દશ દ્રવ્ય, જેમાં સચિત્ત, અચિત્ત અને મિશ્ર તેના: અનુક્રમે દાખલા મનુષ્ય, રૂપીઓ, અને કડાં વિગેરે યુક્તપુરૂષ, ક્ષેત્ર દશક તે ક્ષેત્રના દશ પ્રદેશ.

કાલ દશક તે દશ કાળ. એટલે વર્તનાદિ રૂપપણાથી કાળની દશ અવસ્થા થાય છે. તે અવસ્થાઓ—બાલા, ક્રીડા, મંદા વિગેરે આગળ કહીશું (દશ દશ વર્ષની ૧૦૦ વર્ષ સુધીમાં દશ અવસ્થાઓ થાય છે.) ભાવદશક તે સન્નિપાતિકભાવમાં સ્વરૂપથી ભાવવા. (ચોથા કર્મ ગ્રંથમાં તે ભાંગા બતાવ્યા છે.) અથવા તેજ વિષયમાં વિવેચન કરવા વડે આ દશ અધ્યયન જાણવાં. આ પ્રમાણે ૧૦ શબ્દનો નિક્ષેપો બહુવચન વાળો હોવાથી છ પ્રકારે થાય છે 'ખલુ' શબ્દનો અર્થ નિશ્ચય રૂપમાં છે એથી એમ સમજવું કે આ વખતે ઉપયોગી છે. 'તુ' શબ્દથી વિશેષ અર્થ છે. વિશેષમાં સમજવાનું કે આ દશા શબ્દ માત્રનો નિક્ષેપો નથી પણ તેમાં કહેવાતા જે વિષય તેનો નિક્ષેપો જાણવો. ગાથા અર્થ સમાપ્ત.

હવે પ્રસ્તુત (ચાલતા) ઉપયોગીપણાથી કાળના દશ દ્વારમાં વિશેષ અર્થ કહેવાની ઈચ્છાથી કહે છે.

## પૂર્વે કહેલી કાળની દશ અવસ્થા.

**बाला किड्डा मंदा य पन्ना य हायणि पवंचा ।**
**पब्भार मम्मुहि सायणो य दसमा उ कालदसा ॥१०॥**

**ટીકાનો અર્થ**—બાલા, ક્રીડા; મંદા બલા, પ્રજ્ઞા, હાયિની, ઇષત્પ્રપંચા, પ્રાગ્ભારા, મૃન્મુખી, શાયિની આ દશ અવસ્થા

જાણવી. એટલે સો વર્ષના આયુષ્યમાં મનુષ્યને આ દશ અવસ્થાનો સંભવ થાય છે. પૂર્વ મુનિઓએ આનું સ્વરૂપ આ પ્રમાણે કહ્યું છે.

મનુષ્યને જન્મથી માંડીને પહેલા દશ વર્ષમાં સુખદુઃખનો અનુભવ થવાનો બહુ સંભવ નથી. બીજા દશકામાં કંઈક શક્તિ આવવાથી કામ ભોગ સિવાયની બીજી કળામાં ખીલે છે; કામ ક્રીડામાં ઓછી મતિ હોય છે. ત્રીજા દશકામાં પાંચે ઈંદ્રીય સંપૂર્ણ હોવાથી (અને) ઘરમાં વસ્તુ હોવાથી ઇંદ્રીઓના વિષયોમાં ભોગ ભોગવવા સમર્થ થાય છે. ચોથી બલા નામની અવસ્થામાં પોતાનું બળ દેખાડવાને જો નિરૂપદ્રવી હોય તો સમર્થ થાય છે. પાંચમા દસકામાં પોતાના ઘરના કુટુંબને સુખી કરવા વાંચ્છે છે અથવા ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કરવાની ચિંતા કરે છે. છઠ્ઠી હાયિની નામની અવસ્થામાં ઇંદ્રીયો થાકવાથી ભોગથી વિમુખ થાય છે. સાતમી અવસ્થામાં આવીને ઇંદ્રીયો થાકવાથી ઘણી ખાંસી ખાય છે અને બળખા પડે છે. આઠમી અવસ્થામાં પોતાના શરીરની ચામડીમાં સંકોચાઇને વળીઆં પડે છે. અને વૃદ્ધાવસ્થાથી ઘેરાયલો સ્રીઓને અનિચ્છિત્ત બને છે. નવમી મૃત્યુ-મુખ નામની અવસ્થામાં પડેલો બુઢ્ઢાપણમાં ઘરમાં રહી મરેલા માફક પડી રહે છે. દશમી અવસ્થામાં મોતને ચાહનારો, દીન મુખવાળો, વિપરીત ચિંતવનારો, દુર્બળ અને દુઃખી પડી રહે છે. ( આ દશ અવસ્થા સો વર્ષના આયુષ્યમાં જાણવી; ઓછા આયુષ્યમાં તે પ્રમાણે ગણત્રી કરવી. ) હવે કાળનિક્ષેપનું વર્ણન કરવાની ઇચ્છાથી કહે છે.

**दव्वे अद्ध अहाउअ उवक्कमे देसकाल काले य ।**
**तह य पमाणे वण्णे भावे पगयं तु भावेणं ॥११॥**

દ્રવ્ય તે વર્ત્તનાદિ લક્ષણુવાળો દ્રવ્યકાળ કહેવો. 'અદ્ધ' એટલે ચંદ્ર સૂર્ય વિગેરેની ક્રિયાવાળો અઢીદ્વીપ સમુદ્રની અંદર વર્તતો 'અદ્ધા કાળ' જાણવો. તેમાં સમય, આવલી, દિવસ, પક્ષ, માસ વિગેરે જાણવા. તથા આયુષ્ય કાળ એટલે દેવતા વિગેરેના આયુના લક્ષણવાળો કાળ જાણવો. ઉપક્રમ કાળ એટલે જે શીખવાનું હોય તે વિષયની સમીપે શિષ્યને લાવવાનો કાળ જાણવો. આ કાળ સામાચારી અને આયુષ્યના ભેદથી ભિન્ન કહેવો, તથા દેશકાળ કહેવો, દેશ, પ્રસ્તાવ, અવસર અને વિભાગ એ પર્યાય શબ્દો છે. એ બધા એક અર્થમાં વાપરવા તેમ એમ જાણવું કે ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિનો સમય, તથા કાળ કાળ કહેવો. તે એક કાળ શબ્દનો અર્થ પૂર્વે કહેલો 'સમય' લેવો અને બીજો અર્થ કાળ (મૃત્યુ) છે જે અમુક સમયેજ આવે છે. તે 'ચ' શબ્દ સમુચ્ચયના અર્થમાં જાણવો. પ્રમાણકાળ એટલે 'અદ્ધાકાળ'નો એક વિભાગ. તે દિવસ વિગેરેના લક્ષણવાળો જાણવો. વર્ણકાળ એટલે વર્ણ [રંગ] વાળો કાળ [કાળો રંગ] જાણવો. ભાવકાળ તે સાદિ, સપર્યવ વિગેરે ભેદોથી ભિન્ન જાણવો. એટલે તેમાં 'સાદિ સાંત' એ અહિં ન લેવો, પણ ઔદયિકાદિ ભાવ લેવો. પ્રકૃત કાળ તે અહિં દિવસ પ્રમાણકાળનો અધિકાર જાણવો. તેમાં પણ ત્રીજી પોરસીનો લેવો અને તે પણ બહુ કાળ વીતી ગયા પછી [ દસવૈકાલિકની ઉત્પત્તિનો સમય બતાવ્યો.]

**પ્રશ્ન**—તમે કહ્યું કે પ્રકૃત ભાવથી, એ વિરૂદ્ધ કેમ નથી

આવતો ? આચાર્ય કહે છે-'ક્ષયઔપશમિક ભાવ કાળમાં સય્યંભવસૂરિએ નિર્વાહ કર્યો (ઉદ્ધર્યું) અને પ્રમાણ કાળમાં કહેવાથી કહેલાં લક્ષણો વિરૂદ્ધ નથી. અથવા પ્રમાણકાળ પણ ભાવકાળજ છે. તેનું અદ્ધાકાળનું સ્વરૂપ હોવાથી તેનું ભાવપણું છે કારણ કે તે ક્રિયારૂપપણે છે. કાળના દ્રવ્ય, અદ્ધા, આયુષ્ય, ઉપક્રમ, દેશ, કાલ, કાલ કાલ, પ્રમાણ, વર્ણ અને ભાવ એટલા દશ ભેદ છે. તેમાં ભાવકાળમાં ભાવકાળની સાથે દશવૈકાલિકનો સંબંધ રાખ્યો, અને પ્રમાણકાળ બતાવી ત્રીજે પહોરે ઘણો વખત ગયા પછી ઉદ્ધર્યું. એ બે સાથે આવવાથી વાદીને શંકા થઈ કે નિર્યુક્તિકાર આવું કેમ બોલે છે ? ત્યારે આચાર્યે ઉત્તર આપ્યો 'પ્રમાણકાળ પણ ભાવકાળમાં અદ્ધા કાળના સ્વરૂપે હોવાથી સમાવેશ થાય છે; ગાથાનો અવયવાર્થ વિશેષાવસ્યકથી જાણવો. તે નિર્યુક્તિકાર કહે છે.

**सामाइय अणुक्कमओ वण्णे हुं विगयपेरिसीए ऊ ।**
**निज्जूढं किर सेज्जभंवेण दसकालियं तेणं ॥ १२ ॥**

**ટીકાનો અર્થ**—સામાયિક તે આવસ્યકનું પહેલું અધ્યયન છે. તેનો અનુક્રમ (પરિપાટી) તે અથવા સામાયિકમાં અનુક્રમ એટલે એક પછી એક કહેવું તેથી સામાયિકનો અનુક્રમ વર્ણવવાને આંતરા વિના મૂકેલી ગાથાઓના દ્વારો છે એમ વર્તમાન વિષયથી જણાય છે. વિગત પોરસીમાંજ એટલે પોરસીની અંદર જાણવું. 'તુ' શબ્દ નિશ્ચય વાચક જાણવો. 'નિર્યુઢ' એટલે પૂર્વમાં રહેલો વિષય ઉદ્ધરીને રચ્યું. 'કિલ' શબ્દ પરોક્ષ આપ્ત આગમ વાદનો સૂચક છે (તીર્થંકર કે તેમના ગણધર પાસે સાંભળ્યું

હોય તે પ્રત્યક્ષ કહેવાય, ગુરૂ પરંપરાયે સાંભળે તે પરોક્ષ) સય્યંભવ સૂરિ ચઉદ પૂર્વી છે તેમણે પૂર્વે કહેલા અક્ષરના અર્થવાળું દશ વૈકાલિક ઉદ્ધર્યું તે કારણથી એમણે રચ્યું એમ કહેવાય છે. ગાથા સમાપ્ત.

શ્રૂત અને સ્કંધનો નિક્ષેપો જેમ અનુયોગ દ્વાર સૂત્રમાં કહેલો છે તેમ ચાર પ્રકારે જાણવો. પણ સ્થાન ખાલી ન રહે માટે થોડું કહેવામાં આવે છે. દ્રવ્ય શ્રુત નોઆગમથી જ્ઞ શરીર, ભવ્ય શરીર અને બન્નેથી જૂદું એ ત્રણ ભેદ થાય. (ભણીને મરેલો તે જ્ઞ શરીર અને ભવિષ્યમાં જે બાળક ભણશે તે ભવ્ય શરીર) અને તે બન્ને છોડીને જે જૂદું દ્રવ્ય શ્રુત તે પુસ્તક પાનામાં લખેલું દ્રવ્ય શ્રુત જાણવું. અથવા રેશમ, ઉનનાં જે કોકડાં બનાવે છે તે દ્રવ્ય સૂત્ર (ગુજરાતીમાં જેને સૂતર કહે છે) આગમથી જ્ઞાતા અને ધ્યાન રાખનાર તે ભાવ શ્રુત તે ગીતાર્થ મુનિ જાણવો. નોઆગમથી દશ વૈકાલિકનો જે વિષય તે 'નો' શબ્દનો અર્થ દેશ વચનપણું હોવાથી એજ પ્રમાણે 'નો' આગમથી સ્કંધ શબ્દના નિક્ષેપામાં સમજવું. નોઆગમથી રૂપ શરીર, ભવ્ય શરીર, વ્યતિરિકત દ્રવ્ય સ્કંધ સચેતનાદિ તેના ત્રણ ભેદ સચિત્ત તે બે પગવાળા વિગેરે અને અચિત્ત તે બે પ્રદેશ વિગેરેવાળા, મિશ્ર તે સેના વગેરે (લશ્કરનો સમૂહ) ભાવ સ્કંધ તે આગમથી તેના અર્થને ધારણ કરનાર—તેમાં ધ્યાન રાખનાર સાધુ, નોઆગમથી ભાવ સ્કંધ તે આ દશ વૈકાલિક સૂત્ર સ્કંધજ જાણવો ('નો' શબ્દનું દેશ વચનપણું હોવાથી)

હવે અધ્યયન ઉદ્દેશના વર્ણનનો અવસર કહે છે. તે અનુ-

યોગ દ્વારના પ્રકરણુમાં આવેલા દરેક અધ્યયનને જ્યાં બને ત્યાં સમુદાય આશરી નિક્ષેપામાં થોડું સમજાવવા માટે આગળ કહીશું. તેથી કહ્યું હતું કે દશ કાલિકના શ્રુત સ્કંધને અધ્યયન ઉદ્દેશાનો નિક્ષેપ કરવા માટે એનો અનુયોગ [કથન] કરવાનું છે. તે થોડા અંશમાં કહ્યું. હવે વર્તમાન શાસ્ત્રમાં રહેલ કથનને કહેવાની ઇચ્છાથી કહે છે.

**जेण व जं व पडुच्चा जत्तो जावंति जह य ते ठविया ॥**
**सोतं च तओ ताणिय तहा य कमसो वहेयव्वं ।१३।**

જે આચાર્યે જે વસ્તુને સ્વીકારીને આત્મ પ્રવાદાદિ પૂર્વમાંથી જેટલાં અધ્યયન જે જે પ્રકારે ઉદ્ધરીને સ્થાપ્યાં છે તે આચાર્યે જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે અનુક્રમે કહેવું જોઇએ. આ ગાથાનો ટુંકો અર્થ છે. અને અવયવનો અર્થ તો દરેક સ્થળે નિર્યુક્તિકાર અવસરે અવસરે કહે છે. આ દશકાલિક સૂત્રના કર્તાના સ્તુતિ દ્વાર વડે કયા આચાર્યે કર્યું તે જણાવવા કહે છે.

**सेज्जंभवं गणधरं जिण पडिमा दंसणेण पडिबुद्धं ।**
**मणग पिअरं दसकालि यस्स निज्जुहगं वंदे ।१४। दारं।**

સય્યંભવ ગણધર ( અહિં 'ગણધર' નો અર્થ સર્વોત્તમ જ્ઞાન, દર્શન, ચારિત્ર, ધર્મ વિગેરે સમુદાયને ધારણ કરવાથી ગણધર એમ જાણવો-પણ તીર્થંકરના ગણધર ન જાણવા ) જિન પ્રતિમાના દર્શનથી તેઓ પ્રતિબોધ પામેલા છે. જિન એટલે રાગ દ્વેષ, કષાય, ઈંદ્રિય પરિષહ ઉપસર્ગ વિગેરે જીતવાથી

જીન ( તીર્થંકર ) તેની પ્રતિમા સદ્ભાવ સ્થાપના રૂપ, એક જેવું સરખું રૂપ બતાવે તે સદ્ભાવ છે. અને તેવું સરખું રૂપ ન બતાવતાં એક સોપારી વિગેરે મૂકી દેવ માને તે અસદ્ભાવ સ્થાપના. તે પ્રતિમાના દર્શન વડે પ્રતિબુદ્ધ એટલે મિથ્યા જ્ઞાન, નિદ્રા દૂર થવાથી સમ્યગ્દર્શનનો અંતર પ્રકાશ જેમને પ્રાપ્ત થયો. 'મનક પિતા' એટલે મનક નામનો જે બાળક તેના પિતા. દશ કાલિકનો નિર્યુહક એટલે ઉદ્ધાર પૂર્વ વિગેરેમાંથી જેમણે કર્યો તેમને હું વાંદું છું—સ્તુતિ કરૂં છું. આ ગાથા અર્થ જાણવો. એનો ભાવાર્થ નીચેની કથાથી જાણવો. અહિં વર્દ્ધમાન સ્વામિ જે છેલ્લા તીર્થંકર તેમના શિષ્ય તીર્થસ્વામી સુધર્મ નામના ગણધર હતા. તેમના શિષ્ય જંબુ હતા. તેમના શિષ્ય પ્રભવાસ્વામી હતા, તેમને એક દિવસ મધ્ય રાત્રિએ વિચાર થયો કે મારા પછવાડે કોણ ગણનાયક થશે? તેથી શ્રુત બળથી પોતાના આખા સમુદાયમાં તથા સંઘમાં સર્વત્ર ઉપયોગ કર્યો પણ કોઈ પણ સંભાળ લેનાર ન જોયું. ત્યારે તેમણે ગૃહસ્થો તરફ દૃષ્ટિ કરી ત્યારે રાજગ્રહી નગરીમાં સયંભવ નામનો બ્રાહ્મણ જે યજ્ઞ કરતો હતો તેને જોયો તેથી રાજગ્રહી નગરીમાં આવીને બે સાધુના સમુદાયને મોકલ્યો અને યજ્ઞ કરવાના મહોલ્લામાં ભિક્ષા વાસ્તે ધર્મ લાભ આપવાનું તેમણે સૂચવ્યું. પણ જો તમોને તેઓ ગોચરી ન આપે તો તમારે કહેવું કે કષ્ટ ઘણું કરે છે પણ તત્વ જાણતા નથી' એમ સમજાવી મોકલ્યા. તે શિષ્યો ગયા. જ્યારે બે સાધુઓને ગોચરીનો નિષેધ કર્યો ત્યારે તેઓ પોતાના ગુરૂના કહેવા પ્રમાણે 'કષ્ટ ઘણું કરે છે પણ તત્વ જાણતા નથી' બોલ્યા.

સયંભવ બ્રાહ્મણ જે દરવાજા આગળ ઉભા હતા તેણે તે સાંભળ્યું. તેણે વિચાર કર્યો કે મોહને શાંત કરેલ આ તપસ્વીઓ અસત્ય વચન બોલે નહિ, એમ વિચારી પોતાના અધ્યાપક પાસે જઈ કહ્યું 'તત્વ શું છે તે કહો' તે બોલ્યો 'વેદ તે તત્વ છે.' ત્યારે સયંભવે તલવાર ખેંચી કહ્યું. 'જો તું મને અંદરની બરાબર વાત નહિ કરે તો તારા શરીરનો છેદ કરીશ.' ત્યારે અધ્યાપકે વિચાર્યું કે મારો અંતકાળ આવ્યો છે અને તેથી મારે સત્ય વાત કહેવી જોઇએ. આમ વિચારી તેમણે કહ્યું કે 'આ યજ્ઞ સ્તંભની ખુંટી નીચે સર્વ રત્નમયી જીનેશ્વરની પ્રતિમા દાટેલી છે તે અરિહંત ભગવાનનું કહેલું ધર્મ વાક્ય તેજ તત્વ છે.' તે વખતે તેને સત્ય કહેવાથી સયંભવ તેના પગમાં પડયો અને યજ્ઞ નો જે કંઇ સામાન હતો તે તેને ભેટ કર્યો. અને પોંતે તે સાધુઓની શોધ કરતો આચાર્યની પાસે આવી વંદના કરી સાધુઓને કહ્યું 'મને ધર્મ કહો' ત્યારે આચાર્યે, ઉપયોગ દીધો. અને ઓળખ્યો કે આજ સયંભવ છે. પ્રભવસ્વામિએ સાધુ ધર્મ સમજાવ્યો. તે પ્રતિબોધ પામ્યા અને દીક્ષા લઇ ચૌદ પૂર્વ સુધી ભણ્યા. આ સયંભવ સૂરિ જાણવા.

જ્યારે સયંભવે દિક્ષા લીધી ત્યારે તેની સ્ત્રી સગર્ભા હતી. આથી તે બાઇના સંબંધીઓ જ્યારે સયંભવે દિક્ષા લીધી ત્યારે રડવા લાગ્યા અને કહ્યું કે યુવા સ્ત્રીનો પતિ પુત્ર વિનાની મૂકી સાધુ બની ગયો પણ તેઓએ સાથે પૂછયું કે 'કેમ તારે ગર્ભ છે'? ત્યારે બાઇએ કહ્યું 'યતિકિંચિત્ હોય તેમ જણાય છે.' યત્ કિંચિત્નો અર્થ મનાક (માગધી મનક) છે. યોગ્ય સમયે

પુત્ર જનમ્યો અને પહેલાં સગાંવ્હાલાંઓએ પૂછેલું ત્યારે 'મનક' કહેલું તેથી લોકોએ પુત્રનું નામ 'મનક' પાડયું. જ્યારે તે આઠ વર્ષનો થયો ત્યારે માને પૂછયું 'મારો બાપ કોણ'? માયે કહ્યું તારા બાપે દિક્ષા લીધી. છોકરો નાસીને ખાનગી તપાસ કરી બાપની પાસે ગયો. તે વખતે આચાર્ય ચંપાપુરીમાં હતા. બાળક પણ પૂછતો પૂછતો ચંપાએ આવ્યો. તે વખતે આચાર્ય બહાર સ્થંડિલે ગયા હતા. તેમણે બાળકને જોયો. બાળકે આ-ચાર્યને વાંદ્યા, બાળકને જોઇ આચાર્યને સ્નેહ થયો. બાળકને પણ તેમજ થવાથી આચાર્યે તેને પૂછયું, હે બાળક, તું કયાંથી આવે છે? બાળકે કહ્યું 'રાજગ્રહીમાંથી,' આચાર્યે પૂછયું; 'તું કોનો પુત્ર'? અથવા કોણનો પૌત્ર'? 'સયમ્ભવનામના બ્રાહ્મણ જેમણે દિક્ષા લીધી. તેનો હું પુત્ર થાઉ" એમ બાળકે જવાબ આપ્યો. આચાર્યે જવાબ આપ્યો 'તું કેમ આવ્યો છે' પુત્રે કહ્યું 'હું પણ દિક્ષા લઈશ' પાછું તેણે કહ્યું, તમે તેમને ઓળખો છો'? આચાર્ય બોલ્યા, 'હા છોકરાએ પૂછયું. 'તે કયાં છે'? આચાર્યે કહ્યું, 'એક શરીરમાં રહેનાર તે મારા મિત્ર છે.' અને તે મારા સમાન જાણ, અને તું મારી પાસે દિક્ષા લે? બાળકે કહ્યું, 'હા હું એમ કરીશ.' તેથી આચાર્યે ઉપાશ્રયે આવીને આલોચના કરી. સચિત્તની પ્રાપ્તિ કરી. (તેની માતાની આજ્ઞા વિના દિક્ષા આપી તેજ સંબંધી આલોચના કરી સંભવે છે) તેણે દિક્ષા લીધી ત્યારપછી આચાર્યે ઉપયોગ દીધો કે આ કેટલો કાળ જીવશે! પૂર્વની વિદ્યાથી જાણ્યું કે તેનું છ માસનું આયુષ્ય છે. આચાર્યને તેથી તાત્કાલિક બુદ્ધિ ઉત્પન્ન થઈ કે

એના થોડા આયુષ્યમાં શું કરવું? તેથી ચૌદ પૂર્વી સાધુ કંઇ પણ કાર્ય ઉત્પન્ન થયેથી સૂત્રનો ઉદ્ધાર કરે છે. તથા દસ પૂર્વી (પણ જે છેલ્લો હોય) તે નિશ્ચય ઉદ્ધાર કરે છે (ભવિષ્યમાં સાધુઓને ઉપયોગી બાબતો જોઇએ તે સંગૃહી નવું સૂત્ર બનાવે છે.) તે પ્રમાણે મારે પણ આ કારણ ઉત્પન્ન થયું છે. તેથી હું પણ ઉદ્ધાર કરૂં? એમ વિચારી ઉદ્ધાર કરવાને પ્રયત્ન કર્યો. ઉદ્ધાર કરતી વખતે થોડો દિવસ બાકી રહ્યો હતો એટલે વિકાળ હતો. તે સમયે ઉદ્ધર્યું. એથી દસવૈકાલિક કહેવાય છે, આ કથા વડે જેણે એનો ઉદ્ધાર કર્યો એ દ્વારનો ભાવાર્થ કહ્યો. એટલુંજ નહિ પણ જેને માટે ઉદ્ધાર કર્યો તે પણ કહી દીધું. નિર્યુક્તિકાર પણ તેજ કહે છે.

**मणगं पडुच्च सेज्जंभवेण, निज्जु हिया दसऽज्झ यणा।**
**वेयालियाइ ठविया, तम्हा दसकालियं णामं ॥ २३ ॥**

મણગને વાસ્તે સયમ્ભવ સૂરિએ દસ અધ્યયન વિકાળમાં (થોડો દિવસ બાકી હોય તેને વિકાળ કહે) ઉદ્ધર્યાં માટે દસ વિકાલિક નામ પડયું.

ટીકાનો અર્થ—મણગ નામના બાળકને આશ્રી સંયમ્ભવ સૂરિએ પૂર્વમાંથી ઉદ્ધરીને 'દ્રુમપુષ્પિકા' વિગેરે દશ અધ્યયન વિકાળમાં રચ્યાં. વીતિ ગયેલો કાળ તે વિકાળ. અથવા વિકલનં તે વિકાળ અથવા વિકાળ એટલે અસકલ (થોડો) આ બધા એક અર્થવાળા શબ્દો છે. તે વિકાળમાં એટલે છેવટના દિવસમાં 'દ્રુમપુષ્પિકા' વિગેરે દસ અધ્યયન સ્થાપિત કર્યાં માટે દસ કાલિય નામ જાણવું તેની વ્યુત્પત્તિ પૂર્વે કહી ગયા છીએ.

દસ વિકાલિક નામ પણ વિકાળમાં ઉદ્ધારવાથી વ્યાકરણના સૂત્ર પ્રમાણે પાણિનીૡ–૨–૮૦) તથા તદ્ધિતના પા ૭-૨-૧૧૭ સૂત્ર પ્રમાણે વર્ગાદિશબ્દથી સિદ્ધ થાય છે, દસ અધ્યયનનું નિર્માણ વૈકાલિકમાં તે દશ વૈકાલિક એ પ્રમાણે જેને જેને આશ્રીને રચ્યું તે બતાવ્યું. હવે જે અધ્યયનો જ્યાંથી ઉદ્ધર્યાં તે કહી બતાવે છે.

**आयप्प वाय पुव्वा, निज्जूढा होइ धम्म पन्नती ।**
**कम्मप्पवाय पुव्वा, पिंडस्स उ एसणा तिविहा ॥ १६ ॥**

**सच्चयवाय पुव्दा, निज्जूढा होइ वक्कसुद्धी उ ।**
**अवसेसा निज्जूढा नवमस्स उ तइय वत्थूआ ॥ १७ ॥**

**बीओऽवि अ आएसो गणिपिडगाओ दुवालसंगाओ ।**
**एअंकिर णिज्जूढं, मणगस्स अणुग्गहट्ठाए ॥ १८ ॥**

**અર્થ**:– આત્મપ્રમાદ પૂર્વ જેમાં આત્માના સંસારી અને મુક્તિ વાળા વિગેરે અનેક ભેદોથી ભિન્ન સ્વરૂપનું કથન છે તેમાંથી ધર્મ પ્રજ્ઞપ્તિ, ષટ્ જીવનિકા એટલે (ચોથું અધ્યયન) ઉધ્ધર્યું. તથા કર્મ પ્રવાદ પૂર્વમાંથી શું ઉદ્ધર્યું તે કહે છે. પિંડની ત્રણ પ્રકારની એષણા ઉદ્ધરી કર્મ પ્રમાદ પૂર્વ જેમાં જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મનું મૂળ એટલે શાથી બંધાય તે કથન છે. તેમાંથી પિંડની ત્રણ પ્રકારની એષણા જેમાં ગવેષણા, ગ્રહણેષણા, અને ગ્રાસેષણા એમ ત્રણ ભેદે ભિન્ન છે તે ઉધ્ધર્યું (એષણા એટલે શોધવું, અને નિર્દોષ રીતે વાપરવું) આ પિંડેષણા આ સંબંધ વડે લાગુ થાય છે. આધા કર્મ (સાધુને માટેજ બનાવેલ) આહાર ખાવા વડે ખાનાર જ્ઞાનાવરણીયાદિ કર્મ

પ્રકૃતિ બાંધે છે. કહ્યું છે કે આધા કર્મ આહાર ખાનારો સાધુ આઠ કર્મ પ્રકૃતિ બાંધે છે વિગેરે. અને નિર્દોષ પિંડ ભોગવનારો શુભ પ્રકૃતિ બાંધે છે. આટલેથીજ સમજવું. હવે ચાલુ વાત કહીએ છીએ.

સત્ય પ્રવાદ પૂર્વમાંથી વાકયશુદ્ધિ નામનું અધ્યયન ઉદ્ધર્યું છે. તે સત્ય પ્રવાદમાં જનપદ લોકમાં જે બોલાય તે બોલવું તે જનપદ સત્ય ) નું કથન છે. તે વાકયશુદ્ધિ નામનું સાતમું અધ્યયન જાણવું. બાકીનાં અધ્યયનમાં પહેલું બીજું વિગેરે નવમા પ્રત્યાખ્યાન નામના પૂર્વની ત્રીજી વસ્તુ (પ્રકરણ)માંથી ઉધ્ધર્યાં. બીજો પણ આદેશ વિધિ સાથેજ 'ગણી પિટક' અને આચાર્ય સર્વસ્વ અર્થાત્ દ્વાદશ અંગ આચારાંગ વિગેરેમાંથી ઉધ્ધર્યું. તે દશકાલિક પૂર્વે કહ્યા પ્રમાણે જાણી લેવું. મણગના અનુગ્રહને માટે કર્યું. એ ત્રણ ગાથાનો અર્થ થયો. હવે જેટલાં અધ્યયન છે તે સંબંધી કહે છે.

**दुम पुप्फि गाइया, खलु दस अज्झयणा सभिक्खु यं जाव।**
**अहिगारेवि य पत्तो, वोच्छं पत्तेयमेकेके ॥१९॥ दारं.**

**અર્થ**—તેમાં પહેલું અધ્યયન 'દ્રુમ પુષ્પિકા' ત્યાંથી લઇ 'સભિક્ખુય' સુધી દસ અધ્યયન જાણવાં. 'ખલુ' શબ્દનો વિશેષ અર્થ છે. તે સૂચવે છે કે બે ચુડાઓ છે ત્યાંસુધી જાણવું. આ દશ અધ્યયનો અધિકાર કહેવાના દ્વાર વડેજ કહેવાની ઇચ્છાથી સંબંધપણા વડે અર્ધી ગાથા કહે છે. એટલે અધિકારને પણ એક એક અધ્યયનમાં કહીશું. અધ્યયનના છેવટ સુધી જે અનુસરે તે અધિકાર (વિષય બાબત) જાણવો.

**पढमे धम्म पसंसा, सोय इहेव जिणसासम्मित्ति ।**
**बिइए धिइए सक्का, काउं जे एस धम्मोत्ति ॥२०॥**
**तइए आयारकहा उ, खुड्डिया आयसंजमोवाओ ।**
**तह जीव संजमोऽविय, होइ चउत्थंमि अज्झयणे ॥२१॥**
**भिक्ख विसोही तव संजमस्स गुणकारिया उ पंचमए ।**
**छट्ठे आयारकहा महई जोग्गा महयणस्स ॥२२॥**
**वयणविभत्ति पुण सत्तमम्मि पणिहाणमट्ठमे भणियं ।**
**णवमेविणओ दसमे, समाणियं एस भिक्खुत्ति ॥२३॥**

**ટીકાનો અર્થ**—પહેલા અધ્યયનમાં શું બાબત છે તે કહે છે. ધર્મ પ્રશંસા. દુર્ગતિમાં પડતા આત્માને ધારણ કરે તે ધર્મ. તેની પ્રશંસા–સ્તુતિ. બધા પુરૂષાર્થમાં ધર્મજ પ્રધાન છે. એ પ્રમાણે સ્તુતિ છે. બીજાઓ પણ એમજ કહે છે. શ્લોકનો અર્થ.

કુબેર માફક ધર્મ તે પૈસાના આકાંક્ષીને ધન આપનાર છે, ભોગ વાંચ્છુઓને સર્વ ભોગ આપનાર છે. તેમજ પરંપરાએ મોક્ષનો આપનાર પણ ધર્મજ છે. ધર્મ સાધે તેને ધન, ઇચ્છત વસ્તુ અને છેવટે મોક્ષ મળે છે વિગેરે. આ ધર્મ તે જીનશાસ્ત્રમાંજ જાણવો. કારણ કે અહિંઆંજ નિરવદ્ય (નિર્દોષ) વૃત્તિનો સદ્‌ભાવ છે. એ પ્રમાણે જરૂર પડતાં આગળ પણ કહીશું. ધર્મનો સ્વીકાર કરનાર નવીન દિક્ષિતને અધૈર્યતા, સંમોહ ન થાઓ. તેના નિરાકરણ માટે તેજ બાબતવાળું બીજું અધ્યયન છે. કહે છે કે બીજા અધ્યયનમાં આ અધિકાર છે. ધીરજ હેતુવડે કરવાને શક્તિમાન થાય છે. અહિં જે શબ્દ છે તે પૂર્ણ અર્થવાળો

નિપાત (અવ્યય) છે. તે આ જૈન ધર્મ ધૈર્ય આપે છે. કહ્યું છે કે જેને ધીરજ તેનેજ તપ થાય. જેને તપ તેને સુગતિ સુલભ. જે અધૈર્યવાળા પુરૂષો છે તેમને તપ પણ દુર્લભ છે અને તેમને સુગતિ પણ દુર્લભ છે એ જાણી લેવું. પણ આ ધીરજ સદાચારમાં રાખવી, ન કે દુરાચારમાં. આટલા માટે તેજ બાબતને બતાવનારૂં ત્રીજું અધ્યયન છે. તેથી કહે છે કે આચાર ગોચર કથા, એટલે આચાર સૂચવનારૂં કથન. આ આચાર કથન ટુંકાણમાં અને વિસ્તારથી, એમ બે ભેદે હોવાથી અહિં ટુંકામાં કહે છે. ક્ષુલ્લિકા એટલે લઘવી. (નાની.) તે આચાર કથનમાં આત્માના સંયમનો ઉપાય છે. સંયમન એટલે કબજામાં લેવું તે. આત્માને કબજામાં લેવો તે તેનો ઉપાય છે. કહ્યું છે કે તેનો આત્મા સંયમ યુક્ત છે જે નિરંતર સદાચારમાં રકત છે. અને જે ધીરજવાન છે તેનોજ ધર્મ જીનેશ્વરે કહેલો છે.

(આમાં જીનેશ્વરે પોતાનો પક્ષ ન રાખતાં ધર્મનું ખરૂં સ્વરૂપ બતાવી ન્યાય પક્ષ સ્થાપ્યો છે. અર્થાત્ મારૂં તે સાચું નહિ પણ સાચું તેજ મારૂં છે) હવે ત્રીજા અધ્યયનમાં કહેલો આચાર ચોથા અધ્યયન સાથે પ્રાયઃ મળતો છે. એટલે ષડ્-છ જીવ નિકાય-જીવનો સમૂહ. ગોચર સંબંધી તે ષડ્ જીવ નિકાય ગોચર પ્રાયઃ ચોથા અધ્યયનમાં છે. એટલા માટે આત્માને સંયમ તે અન્ય જીવનેજ રક્ષણ કરવાની પ્રતિજ્ઞા વડે તત્ત્વથી છે. આથી ખરી રીતે તેના અધિકારવાળું ચોથું અધ્યયન છે. કહે છે કે જીવ સંયમનો પણ ચોથા અધ્યયનમાં અધિકાર છે. તે સાથે (અવિ) શબ્દથી, આત્માનો સંયમ પણ તે ભાવને ભાવે કહ્યું છે કે છ

જીવનિકાયમાં જે પંડિત સદા જયણાથી વર્તે, તેજ ખરે પંડિત, અને પરમાર્થથી તેજ સંયત (સ્વપરનો હિત ચિંતક) છે વિગેરે આ ધર્મ, દેહ નીરોગી હોય તોજ બરોબર પળે છે. અને આહાર વિના શક્તિ–સમાધિ થતી નથી. પણ આહારના બે ભેદ છે. તેમાંનો દોષિત છોડીને નિર્દોષ લેવો એ વિષયવાળું પાંચમું અધ્યયન છે. કહ્યું છે કે ભિક્ષાની વિશુદ્ધિ એ તપ અને સંયમ બન્નેને ગુણ કરનાર છે. અને તેજ પાંચમા અધ્યયનમાં અધિકાર છે. તેમાં માગીને ખાવું તે ભિક્ષા. તેની વિશુદ્ધિ એટલે દોષિતનો ત્યાગ. અને નિર્દોષનું કથન છે. તપ વડે પ્રધાન એવો સંયમ તે તપસંયમ કહેવાય. તેને ગુણ કરનાર નિર્દોષ ગોચરી છે. કહ્યું છે કે તેજ સંયત જાણવો કે જે વિદ્વાન્ નિર્દોષ આહાર લે. તેને ધર્મ કાયામાં રહેલો છે. અને શુભ યોગો સારી રીતે સાધનાર જાણવો વિગેરે. ગોચરી ગયેલ સાધુને આચાર પૂછવામાં આવે અને તે જાણવા છતાં પણ લોકોના સમૂહ આગળ વિસ્તારથી કથન કરવા ઉભા ન રહેવું. પણ પોતાના સ્થાનમાં ગુરૂ કહેશે એમ કહેવું. આ બતાવનારૂં છઠ્ઠું અધ્યયન છે. કહે છે ને છઠ્ઠા અધ્યયનમાં શું વિષય છે! ત્રીજા અધ્યયનમાં આચાર કથા છે તે ત્યાં ટુંકી છે અને આ વિસ્તારથી જાણવી. તે આગળ કહેશે કે ગોચરી ગયેલાએ કોઈ સ્થળે બેસવું નહિ તેમજ બેસીને કોઈ પણ સ્થળે કથા કરવી નહી વિગેરે, ઉપાશ્રયે ગયેલાએ પણ પોતે એટલે જે ગુરૂ હોય અને બોલવાના ગુણ દોષ જાણતા હોય તેણે નિરવદ્ય વચન વડે આચાર કથા કહેવી. (કથાનો અર્થ અહિં કથન લેવો), એટલા માટે તે અધિકારવાળું સાતમું અધ્યયન છે. કહે છે કે 'વયણ

વિભત્તિ' વિગેરે, વિભિન્ન, ખુલાસાથી કહેવું તે વિભક્તિ. એવું નિર્દોષ ( એટલે આ વચનથી નિર્દોષ અને આ વચનથી દોષીત એવો વિવેક જે બતાવે ) વચન બોલે છે. પુનઃ શબ્દ બીજા અધ્યયનના વિષયથી એનો વિષય વિશેષ અર્થવાળો છે. એ પ્રમાણે સાતમા અધ્યયનમાં નિર્દોષ વચનનો અધિકાર છે. કહ્યું છે કે જે સાધુ સાવદ્ય અને નિરવદ્ય વચનો વિશેષ રીતે જાણતો નથી તેને બોલવાનો પણ અધિકાર નથી તો તેને ઉપદેશ આપવાનો અધિકાર ક્યાંથી હોય ?

આ નિરવદ્ય વચન, આચારમાં જે ધ્યાન રાખનારો હોય તેનેજ હોય. તેથી તે બાબતનું આઠમું અધ્યયન છે. કહે છે કે લક્ષ રાખવું તે આઠમા અધ્યયનમાં અધિકાર પણે કહ્યું છે. 'પ્રણિધાન' એટલે વિશેષ પ્રકારે ચિત્તમાં ધર્મ સ્થાપવો. કહ્યું છે કે પ્રણિધ્યાન રહિત ( ઉપયોગ વિનાનું ) બોલવું તે નિર્દોષ હોય પણ પાપ તુલ્ય જાણવું. અધ્યાત્મમાં રહેલું અહિં સંવર વાળું છે, એટલે ઉપયોગ પૂર્વક બોલવું. એ પ્રમાણે જાણવું આચારમાં જેનું ધ્યાન છે તેજ યોગ્ય વિનયવાળો થાય છે, એ વિનય બનાવનારજ નવમું અધ્યયન છે. કહે છે કે નવમા અધ્યયનમાં વિનયના વિષયનો અધિકાર છે. કહ્યું છે કે 'આચારમાં જેનું ધ્યાન છે તેજ પંડિત યોગ્ય વર્તન કરે છે, જ્ઞાનાદિમાં જે વિનયવાળો છે તે મોક્ષની ચિકિત્સા એટલે આકાંક્ષા રાખનાર સમજવો વિગેરે. આ નવ અધ્યયનમાં જે લીન રહે તે ઉત્તમ રીતે ભિક્ષુ છે. આ સંબંધ વડે સ ભિક્ષુ એટલે તેને ભિક્ષુ કહેવો એ દશમું અધ્યયન જાણવું. કહે છે કે આ દસમા અધ્ય-

યનમાં આ સાધુની ક્રિયાને બતાવનારૂં દશમું અધ્યયન સમાપ્ત કર્યું. આ ક્રિયા યુક્તજ ભિક્ષુ છે તેથી આ ભિક્ષુ છે એમ ચાર માથાનો અર્થ સમજવો. હવે તે ભિક્ષુઓ તેવા ગુણો એ કરી યુક્ત હોય પણ કદાચ કર્મની પરતંત્રતાથી એટલે આત્માની શકિત કરતાં કર્મ બળવાન થાય તો તે મુંઝાય–તેને સ્થિર કરનારૂં શું કામ છે તે વિષય બતાવનારૂં બે ચુડાનું જોડલું છે ( માથાના ઉપર જેમ ચોટલી હોય તેમ અધ્યયન ઉપરાંત અધિકાર જૂદો બનાવ્યો હોય તે ચુડા કહેવાય ) ચુડા એટલે ચોટલી.

**दो अज्झयणा चूलिय, विसीययंते थिरी करणमेगं ।**
**बिइए विवित्त चरिया असियणगुणाइरेग फला ॥२४॥**

**ટીકાનો અર્થ**—બે અધ્યયન. તેમાં શું છે ? તેમાં બે ચુડા છે. તેમાં પ્રમાદવશ થઇ કોઈ સાધુ ખેદ પામતો હોય તો તેને સંયમમાં સ્થિર કરવો એમ છે અને તેમાં તેનું સ્થિર કરવાનું ફળ બતાવ્યું છે તેજ પ્રમાણે તેમાં સંસાર તરફ દોડનાર સાધુને બતાવ્યું છે કે ઘેર જઇ દુઃખથી જીવવાનું અને મુઆ પછી નરક વિગેરેનાં દુર્ગતિનાં ફળ ભોગવવાનાં છે એવા દોષ બતાવ્યા છે.

બીજી ચુડામાં તેજ પ્રમાણે વિવિક્ત ચર્યાનું વર્ણન છે. કેવી રીતે ? તે કહે છે, 'દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવવડે વિષયોથી વિમુખ રહેવું તે એકાંત ચર્યા જાણવી. સાથે એમ પણ જાણવું કે એક ઠેકાણે ન પડી રહેતાં સર્વત્ર વિહાર કરવો તેથી નિર્મળ ચારિત્ર પળે છે અને ચારિત્રમાં ખેદ ન આવે. એ બતાવનાર તે ચુડા છે.

**दसकालिअस्स एसो, पिंडत्थो वण्णिओ समासेणं ।**
**एत्तो एक्केक्कं पुण, अज्झयणं कित्तइस्सामि ॥२५॥**

**ટીકાનો અર્થ**—આ દશવિકાલિકનો પૂર્વે બતાવ્યા પ્રમાણે સામટો અર્થ સામાન્ય રીતે કહ્યો. એ અર્થ સંક્ષેપમાં છે, માટે આગળ આગળ એક એક અધ્યયનને ખુલાસાથી કહીશું. (પુન): શબ્દનો ગૂઢાર્થ રહેલો છે. (તે ગૂઢાર્થથી એમ સૂચવ્યું કે આગળ ખુલાસાં વાર કહીશું.)

તેમાં પહેલું અધ્યયન 'દ્રુમ પુષ્પિકા' તેના ચાર અનુયોગ દ્વાર થાય છે. તે દ્વાર નીચે પ્રમણે છે.

ઉપક્રમ, નિક્ષેપ, અનુગમ અને નય એ ચાર અનુયોગના દ્વારોનું અધ્યયનમાં પહેલાં વર્ણન છે. આ પ્રમાણે ક્રમ સ્થાપિત થતાં તેનું પ્રયોજન વિગેરે વિશેષઆવસ્યકથી જાણવું ત્યાં ઘણું ખરૂં સ્વરૂપ મળતું છે. અહિં ચાલુ અધ્યયનના શાસ્ત્ર સંબંધી ઉપક્રમમાં અનુપૂર્વી વિગેરે એના ભેદમાં પોતાની બુદ્ધિ વડે સંબંધ યોજવા, અને વિષયનો અધિકાર કહેવો એમ નિર્યુક્તિકાર કહે છે.

**पढज्झमयणं दुमपुप्फियंति चत्तारि तस्स दाराइं ।**
**वण्णे उवक्कमाई धम्म पसंसाइ अहिगारो ॥२६॥**

**ટીકાનો અર્થ**—પહેલું અધ્યયન દ્રુમ પુષ્પિકા. તેના નામ નિષ્પન્ન નિક્ષેપાનો અવસર છે, તેના શબ્દાર્થને કહીએ છીએ. તેના ચાર અનુયોગ દ્વાર છે. ઉપક્રમાદિ મનન કરીને ધર્મ પ્રશંસા વડે અધિકાર કહેવો. આ ગાથાનો અર્થ છે. નિક્ષેપો

ત્રણ પ્રકારે છે—ઓઘ નિષ્પન્ન, નામ નિષ્પન્ન અને સૂત્રાલાપક નિષ્પન્ન. તેમાં ઓઘ એટલે સામાન્ય સૂત્રનું નામ નિર્યુક્તિકાર ભગવાન્ કહે છે.

**ओहो जं सामान्नं, सुआभिहाणं चउविहं तं च ।**
**अज्झयणं अज्झीणं, आय ज्झवणा य पत्तेअं ॥२७॥**

ઓઘ એટલે સૂત્રનું સામાન્ય નામ. તે ચાર પ્રકારે છે. તે કેવી રીતે? તે કહે છે. અધ્યયન, અક્ષીણ. આય અને ક્ષપણા (આ ચારે એક અર્થવાળાં છે.) આ પ્રત્યેકને જૂદાં જૂદાં કહે છે.

**नामाइ चउब्भेयं वण्णेउणं सुआणुसारेणं ।**
**दुम पुप्फिअ आओज्जा चउसुंपि कमेण भावेसुं ॥२८॥**

**ટીકાની વ્યાખ્યા**—નામાદિ ચાર નિક્ષેપાના ભેદને વર્ણન કરીને એટલે કે નામ અધ્યયન, સ્થાપના અધ્યયન દ્રવ્ય અધ્યયન, અને ભાવ અધ્યયન, એમ ચાર વિભાગ પાડીને અક્ષીણ વિગેરેના પણ નિક્ષેપા સ્થાપવા, એમ કહે છે. સૂત્ર અનુસાર એટલે અનુયોગદ્વાર નામના સૂત્રમાં કહ્યા પ્રમાણે તે 'દ્રુમ પુષ્પિકા' અધ્યયનમાં પ્રકૃત અધ્યયન છે. તેજ પ્રમાણે અધ્યયન, અક્ષીણ, આય અને ક્ષપણામાં પણ અનુક્રમે ભાવવા. ગાથાનો અર્થ સમાપ્ત.

ભાવ અધ્યયન વિગેરે શબ્દોના વિષયને કહે છે.

**अज्झप्पस्साणयणं कम्माणं अवचओ उवचिआणं ।**
**अणुवचओ अ नवाणं, तम्हा अज्झयण मिच्छंति ॥२९॥**
**अहिगम्मंति व अत्था, इमेण अहिगं चनयग मिच्छंति ।**
**अहिगं च साहु गच्छइ, तम्हा अज्झयण मिच्छंति ॥३०॥**

**जह दीवा दीवसयं प इप्पई सो अ दिप्पई दीवो ।**
**दीवसमा आयरिया, दिप्पंति परं च दीवंति ॥३१॥**
**नाणस्स दंसणस्सऽवि, चरणस्स य येण आगमो होइ ।**
**सो होइ भावआओ, आओ लाहो त्ति निद्दिट्ठो ॥३२॥**
**अठ्ठविहं कम्मरयं, पोराणंजं खवेइ जोगेहिं ।**
**एयं भावज्झयणं, नेअव्वं आणुपुव्वीए ॥३३॥**

**ટીકાનો અર્થ**—અહિં પ્રાકૃત શૈલિ અને કવિતા હોવાથી અક્ષરોનો ફેરફાર છે. તેથી અજ્ઝપસાણુનો સંસ્કૃતમાં અધ્યયન શબ્દ બને છે તે ભાવાર્થ બતાવે છે. અધિ એટલે આત્મામાં વર્ત્તે છે. તે નિરૂક્ત વડે અધ્યાત્મમ્. તે ચિત્ત તેમાં લાવવું જેના વડે તે અધ્યયન (બીજી તરફ દોડતા આત્માને તેમાં લાવી રાખવો.) અહિ કર્મબળથી રહિત આત્માજ શબ્દથી ચિત્ત લેવું. (એટલે નિર્મળ આત્મા એવો ચિત્તનો અર્થ જાણવો. જોઇએ તેવું શુદ્ધ ચિત્ત કરવું. તે અભ્યાસથીજ થાય છે. જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મનો અપચય એટલે ઘટાડો કરવો, તે કર્મ મિથ્યાત્વાદિ કર્મ બંધનના કારણ વડે બંધાય છે, એવો ભાવ છે. એ પ્રમાણે નવાં આવતાં કર્મોનો અપચય એટલે ઘટાડો કરવો. આ રીતે પ્રાકૃત શૈલિએ આત્માને શુદ્ધ આત્મા તરીકે દોરવવો એમ 'અધ્યયન' શબ્દનો અર્થ આચાર્યો ઇચ્છે છે. અથવા જેના વડે વિષયો સમજાય તે અધિગમન પ્રાકૃત શૈલિ વડે ઉપર કહેલા અર્થનું દર્શક હોવાથી એવા વચનને અધ્યયન કહેવાય. અથવા અધિક નયન કહેવાય એમ આચાર્યો ઇચ્છે છે. તેનો પણ ઉપર કહેલોજ અર્થ છે.

તેજ વચનનો આ અર્થ છે. અય્ વય ઈત્યાદિ દંડક ધાતુ પાઠથી દોરે તે નયન. ભાવમાં 'લ્યુટ્' પ્રત્યય છે તેનો સામટો અર્થ પરિચ્છેદ છે. 'અધિક નયનમ્' એટલે અધિક જ્ઞાનમાં ઉતારે તે અર્થથી અધ્યયન ઈચ્છે છે. 'ચ' શબ્દોનો ગૂઢાર્થ છે. અધિક તે સાધુ પામે છે, એથી એમ સમજવું કે આ કારણભૂત અધ્યયન વડે સાધુ મુનિરાજ બોધ સંયમ અને મોક્ષ તરફ તે અધિક અધિક સમીપ જાય છે. તેથી અધ્યયન શબ્દને આચાર્યો ઈચ્છે છે, અહિં સર્વત્ર અધિક અયન તે અધ્યયન એવી યોજના કરવી આ ગાથાનો અર્થ છે.

## અક્ષીણ શબ્દનું વર્ણન

નામ સ્થાપના દ્રવ્ય છોડીને ભાવ અક્ષીણ આ જ છે. શિષ્યને આપવાથી તે અક્ષય પણાને પામે છે. જેમ દીવા વડે સેંકડો દીવા સળગાવાય છે અને તેથી મૂળ દીવો પણ દીપે છે અને બીજા દીવા પણ દીપે છે તેજ પ્રમાણે દીપ સમાન આચાર્ય પોતાની નિર્મલ બુદ્ધિ વિગેરેના ઉપયોગ સહિત હોવાથી (કર્મની નિર્જરા અને જ્ઞાનનો પ્રકાશ થવા વડે) પ્રકાશે છે અને પોતાની નિર્મળ બુદ્ધિ વડે શિષ્યને નિર્મળ બુદ્ધિવાળા બનાવે છે. આ ગાથાનો પરમાર્થ છે.

## આય શબ્દનું વર્ણન

ભાવ આય તે જ્ઞાન, દર્શન, ચારિત્ર. અને જ્ઞાનમાં મતિજ્ઞાન વિગેરે છે. દર્શનમાં ઉપશમ વિગેરે છે. ચારિત્રમાં સામાયિક વિગેરેનો લાભ છે. એ લાભ જે વડે થાય તે. ભાવ આય,

આય્ એટલે લાભ જાણવો. અધ્યયનના હેતુ વડે જ્ઞાન વિગેરેનું આગમન થાય છે.

## ક્ષપણા

તે ક્ષપણા ભાવથી આ પ્રમાણેજ છે. આઠ પ્રકારના કર્મની રજ તેમાં જીવ રગદોળવામાં પરવશ પણે હોવાથી રજ તે કર્મ રજ. પુરાણું તે પહેલાનું. યોગ એટલે અંતઃકરણ વિગેરેથી એટલે અંતર ભાવથી (મોઢેથી બોલતો, શરીરને ઉપયોગમાં લેતો અને અધ્યયન ભણતો) કર્મ ખપાવે. આટલા માટે અધ્યયન તે કારણ છે અને કાર્ય તે ક્ષપણા છે. તેથી કારણમાં કાર્યનો ઉપચાર કરીને અધ્યયનનેજ ક્ષપણા કહ્યું (લોકમાં સારો વરસાદ વરસે અને અનાજ પાકે તો સારો વરસાદ કારણ છતાં અનાજ કાર્યમાં લઈ અનાજ વરસે છે એમ લોકો પણ કહે છે). તે પ્રમાણે આ ભાવ અધ્યયનની યોજના કરવી. શામાં ? તો કે અધ્યયન, અક્ષીણ, આય અને ક્ષપણામાં. તે ગાથાનો અર્થ છે, આ ઓઘ નિષ્પન્ન નિક્ષેપો બતાવ્યો. હવે નામ નિષ્પન્ન બતાવે છે. ઓઘ નિષ્પન્નમાં જે અધ્યયન બતાવ્યું તેને બદલે નામ નિષ્પન્નમાં દ્રુમપુષ્પિકા કહેવું, (અર્થાત્ મોઘમ હતું તે ખુલ્લું નામ કહ્યું). ઓઘ એટલે મોઘમ. હવે દ્રુમ શબ્દનો શું શબ્દાર્થ છે તે કહે છે કે 'દુ' અને 'દ્રુ' એ ગતિ અર્થના ધાતુઓ છે. એ પ્રમાણે 'દ્રુ' જે દેશમાં વિદ્યમાન છે તે એનું છે અથવા એમાં છે. તે પા. ૫–૨–૯૪ સૂત્ર પ્રમાણે 'મતુ' પ્રત્યય લાગીને પાણીનીના ૫–૨–૧૦૮ પ્રમાણે 'દ્રુમ' શબ્દ બને છે. હવે 'દ્રુમ પુષ્પ' એ બન્નેના નિક્ષેપાની પ્રરૂપણા કરે છે.

**णामदुमो ठवणदुमो दव्वदुमो चेव होइ भाव दुमो ।**
**एमेव य पुप्फस्स वि च उव्विहो होइ निक्खेवो ॥३४॥**

**ટીકાનો અર્થ**—નામ દ્રુમ તે જેનું ઝાડ હોય તે અથવા જેનું નામ દ્રુમ હોય. સ્થાપના દ્રુમ તે ઝાડનું ચિત્ર વગેરે છે દ્રવ્ય દ્રુમ તેજ ભાવ દ્રુમ થાય છે. તે દ્રવ્ય દ્રુમ આગમથી અને નોઆગામથી બે પ્રકારે છે. આગમથી 'દ્રુમ' શબ્દનો જાણનારને પણ ઉપયોગ ન હોય અને નોઆગમથી જ્ઞ શરીર, ભવ્ય શરીર અને બન્નેથી જૂદો એમ ત્રણ ભેદે જાણવો. બન્નેથી જૂદું એના એક ભવિક, બદ્ધ આયુષ્ક અને અભિમુખ નામ ગોત્ર એમ ત્રણ ભેદ છે. કોઈ પણ ગતિ-વાળો જીવ જેણે બીજા ભવમાં દ્રુમ થવાને આયુષ્ય બાંધેલું એટલે બીજા ભવમાં મરીને તેણે નામ ગોત્ર ઉત્પન્ન કરેલ હોવાથી તે દ્રુમ થશે તે એક ભવિક જાણવો. જેના વડે દ્રુમ નામ ગોત્ર બંધ બાંધેલ છે. તે બદ્ધ આયુષ્ય છે. સન્મુખ નામ ગોત્ર—જવાની તૈયારીવાળો જે વડે તે બન્ને કર્મ ઉદીરણાદિ આવલિ-કામાં નાંખે તે જાણવું. આ ત્રણ પ્રકારે ભાવિ એટલે ભવિષ્યમાં ભાવ દ્રુમના કારણ હોવાથી દ્રવ્ય જાણવા.

હવે ભાવ દ્રુમ તે બે પ્રકારે છે. આગમથી અને નો આ-ગમથી. આગમથી જાણનારો અને ઉપયોગ રાખનારો અને નોઆ-ગમથી દ્રુમજ પોતે દ્રુમ નામ ગોત્રના કર્મને વેદતો હોય તે જેવી રીતે આ દ્રુમના નિક્ષેપા કહ્યા તે પ્રમાણે પુષ્પના પણ નિક્ષેપા સ્થાપના વિગેરે કરી લેવા. હવે જૂદા જૂદા દેશમાં જન્મેલા શિષ્ય સમુદાયના સંમોહને દૂર કરવા માટે સિદ્ધાંતમાં 'દ્રુમ' શ-

બ્દના એક અર્થવાળા પર્યાય શબ્દોને બતાવે છે.

**दुमा य पायवा रुक्खा, अगमा विडिमा तरू ।**
**कुहा महीरुहा वच्छा, रोवगा रंजगावि अ ॥३५॥**

દ્રુમ, પાદપ, વૃક્ષ, અગમ, વિટપીન, તરવ, કુહા, મહિરૂહા, વચ્છા, રૂપકા રંજક વિગેરે.

તેમાં દ્રુમની અર્થઃસંજ્ઞા પૂર્વે કહી ગયા. પગવડે જે પીએ તે પાદપ એ પ્રમાણે બીજાની પણ યથાયોગ્ય સંભાવનાવડે અર્થ સંજ્ઞા કહેવી. (કારણ કે માગધી ભાષા લોક ભાષા હોવાથી જૂદા જૂદા દેશના વપરાતા શબ્દો તેમાં વપરાતા હોવાથી સંસ્કૃત પ્રમાણે તેમાં અર્થ થઇ શકે નહિ), હવે પુષ્પના એક અર્થવાળા શબ્દો કહે છે.

**पुप्फाणि अ कुंसुमाणि अफुल्लाणि तहेव होंति पसवाणि ।**
**सुमणाणि असुहुमाणि अपुप्फाणं होंति पगंठा ।३६॥**

પુષ્પ, કુસુમ, ફુલ, પ્રસવ, સુમન સૂક્ષ્મ વિગેરે.

હવે દ્રુમ અને પુષ્પિકા એક વાક્યમાં એક અધ્યયનનું નામ હોવાથી તેનો શબ્દાર્થ કહે છે. દ્રુમનું પુષ્પ તે દ્રુમ પુષ્પ. આ અવયવ લક્ષણવાળો ષષ્ઠી તત્પુરૂષ સમાસ છે. અને તે દ્રુમ પુષ્પ શબ્દને પા. ૫-૩-૭ સૂત્ર પ્રમાણે 'ક' પ્રત્યય લાગતાં દ્રુમ પુષ્પક બન્યું. અહિં સ્ત્રીપણાની વિવિક્ષા હોવાથી ૪-૧-૪ સૂત્ર પ્રમાણે 'આ' પ્રત્યય લાગી ૭-૩-૪૪ સૂત્ર પ્રમાણે દીર્ઘ થઇ પા. ૬-૧-૧૦૧ સૂત્ર પ્રમાણે 'દ્રુમ પુષ્પિકા' શબ્દ બન્યો. દ્રુમ પુષ્પના ઉદાહરણથી યુક્ત તે દ્રુમ પુષ્પિકા. તે દ્રુમ પુષ્પિકા

ધ્યયન તે સમાનાધિકરણ તત્પુરૂષ સમાસ છે. એના એક અર્થ-વાળા શબ્દો બતાવે છે.

**दुम पुष्फिआ य आहार एसणा गोअरे तया उंछो ।**
**मेस जलूगा सप्पे वणऽक्खइसुगोल पुत्तुदए ॥३८॥**

દ્રુમ પુષ્પના ઉદાહણ યુક્ત તે દ્રુમ પુષ્પિકા છે. અને કહે છે કે '**जहा दुमस्स पुप्फेसु**' 'જેમ ઝાડના ફુલોમાં વિગેરે.' તથા આહારની એષણા :તે આહારેષણા. એષણા શબ્દ લેવાથી ગવેષણા વિગેરે પણ જાણવું. તે અર્થને સૂચ-વવાથી આહારેષણા તથા ગોચર એટલે ગાયની માફક વર્તવું તે ગોચર. તે સામયિક જાણવું બીજી રીતે ગોચરને બદલે ગો-ચાર રૂપ થાય. તે ગોચર અર્થનું સૂચન કરવાણું હોવાથી આ અધ્યયનને ગોચર કહ્યું. એ પ્રમાણે બધી જગ્યાએ ભાવવું. એનો ભાવાર્થ એ છે કે જેમ ગાય એક સરખી ચરે છે તેમ સાધુએ પણ ફરવું, નહિ કે પૈસાને આશ્રયી ઉત્તમ, અધમ મધ્યમ કુળમાં જવું (એટલે પૈસાદારને ત્યાં જવું અને ગરીબને ત્યાં નહિ એમ નહિ.) અથવા વણિક વત્સાના દ્રષ્ટાંત પ્રમાણે વર્તવું. તે દષ્ટાત આ રીતે જાણવો. (પોતાના બાળકને ખવડાવતી મા દાગીનાથી સુશોભિત હોય પણ બાળક તેના રૂપ અને અલંકારને ન જોતાં પોતે પોતાના આહારને જુએ છે અને ખાય છે. તે પ્રમાણે ગ્રહ-સ્થના ઘરમાં ગ્રહસ્થની સ્ત્રી સુંદર હોય પણ પોતાની શુદ્ધ ગોચરી તરફ લક્ષ રાખવું ) તથા મૂળ ગાથામાં 'ત્વક્' શબ્દ છે તે આ પ્રમાણે છે ત્વગ્ એટલે અસાર લેવું. તે અર્થ સુચવનારૂં હોવાથી આ અધ્યયનનું 'ત્વક્' નામ ઠીક છે. (ત્વક્ એટલે અ-

સાર ખાવું પણ તે ગૃહસ્થને વધેલું તે એટલે તેને બોજો ન વધે અને તે ભિખ માગતો ન થાય. અને સાધુઓ ઉપરથી તેની શ્રદ્ધા પણ ઉઠી ન જાય.) આ ચાર ભેદનાં ફળ. જે ત્વક્ ખાય, તે સાધુને સાર ખાવાના સમાન તપ થાય છે (અર્થાત્ મહાન્ પુણ્ય બંધાઇ દેવલોકાદિ સુખનો ભાગી થાય.) એ પ્રમાણે બધા ભાંગાનું સમજવું. એટલે ત્વક્ભોક્તૃ (ખાનાર)ને વજ્રસાર જેવો તપ થાય છે. મૂળ ગાથામાં (ઉંછ) શબ્દ છે તે આજ્ઞાત પિંડ ને 'ઉંછ' સૂચક છે. અર્થાત્ સાધુ જાણીતા ઘરમાં સ્વાદિષ્ટ આહારની ઇચ્છાથી ન જાય પણ નિર્દોષ ગોચરી લેવા ઓચિંતો અણજાણ્યે ઘેર જાય. મેષનો દ્રષ્ટાંત જેમ મેષ થોડા પાણીમાં પણ પાણીને ડોળ્યા વિના પોતે પાણી પીએ છે તેમ સાધુએ પણ ભિક્ષા લેવાને પેસતાં થકાં ગૃહસ્થના ઘરમાં બીજ વિગેરે પડયાં હોય તો તે આકુળ વ્યાકુળ થઈ દાબવાં નહિ પણ સ્થિરતાથી ધ્યાન રાખી ભિક્ષા લેવી. આ અર્થ સૂચવનારૂં આ અધ્યયન છે. તેથી તેનું મેષ નામ જાણવું. જલોકા (જળો) તે અનેષણા પ્રવૃત્તિમાં દેનાર હોય તેના ભોળા ભાવના નિવારણ માટે આ સૂચના છે. (કોઇ ભોળો માણસ સાધુને ન ખપતી અથવા દોષિત ગોચરી આપે તો સાધુએ ના પાડવી). સર્પ એટલે સાપ પોતે એક સરખી નજરે ચાલે છે તેમ સાધુએ ગોચરી જતાં સંયમ તરફ ધ્યાન રાખી જવું. આ અર્થ સૂચવનારૂં છે. અથવા જરા પણ સ્પર્શ કર્યા વિના જેમ સાપ દરમાં ઉતરે છે તેમ સાધુએ ગોચરી કરતાં સ્વાદ કર્યા વિના ખાવું. તથા વ્રણ એટલે રાગ દ્વેષ કર્યા વિના સાધુએ ભોજન કરવું.

ગુમડા ઉપર લેપ કરે તેમાં કોઇ ખુશ થતા નથી. તેને તો એમજ મનમાં આવે છે કે ક્યારે રોગ મટે? તેમજ સાધુ પણ (અનાહારી થવાની અને મોક્ષ પદની વાંચ્છા કરે છે) અક્ષ ઉપાંગ દાન માફક (એટલે ગાડાંની અંદર ધરી હોય અને તેમાં તેલ નંખાય છે) સાધુ પણ કાયાનો ઘસારો અટકાવવા માટેજ આહાર લે છે. કહ્યું છે કે વર્ણલેપ-ધરીના ઉપાંગ માફક સાધુ ગોચરી ) જતાં બીજી જગ્યાએ ધ્યાન રાખે તો સ્વપરને પીડાકારી થઇ પડે.

શરીર નિભાવવા માત્ર આહાર લે. સાપની માફક એટલે સાપ સીધો દરમાં ઉતરે તેમ સાધુ આહાર કરતાં કોળીઓ ગળામાં ગુપચુપ ઉતારે તથા પુત્રના માંસ માફક (આ છેલ્લું દષ્ટાંત એટલા માટે આપ્યું છે કે સાધુ છ કાયનો રક્ષક છે એટલે એકેન્દ્રિય જીવ પણ તેને પુત્ર સમાન છે તેને પોતા માટે રંધાવી ભક્ષણ કરવું તે માટે પાપ છે) વિગેરે.

ઇષુ-શર-બાણ છે. તે સૂચવે છે. રથિક માણસ પ્રમાદ યુક્ત થઇ તીર વડે લક્ષ્ય સાધે તો તે બાણ વડે વીંધી શકતો નથી તેવીજ રીતે સાધુ ગોચરી જતાં બીજી જગ્યાએ ધ્યાન રાખે તો સ્વપરને પીડાકારી થઈ પડે.

ગોલનું વર્ણન—જેમ લાખનો ગોળો અગ્નિથી ઘણો દૂર અને ઘણો પાસે ન હોય તો લાખનો ઉપયોગ થઇ શકે તેમ સાધુ ગ્રહસ્થની ઘણો નજદીકમાં અને ઘણો દુર ન રહે તો ચારિત્ર પાળી શકે. જો ગોચરીમાં ઘણો દુર રહે તો અશુદ્ધ ગોચરી વોરાવે અને ઘણો નજદીક ઘુસી જાય તો ચોરની

શંકા અજાણ્યાને આવે. એથી ગોચરી ગયેલા સાધુએ વિવેકથી ઉભા રહેવું. પુત્રના માંસમાં જ્ઞાતા સૂત્રમાં કથા સુસમાના દષ્ટાંતથી જાણવી. એટલે પુત્તિ ઉદકની ઉપમાથી નિશ્ચયે કરીને સાધુએ અન્નપાન વાપરવું. દષ્ટાંત આ છે. જેમ એક વાણીઆએ દારિદ્યથી દુઃખમાં પીડાઈ રત્નદ્રીપમાં જઈ ત્રણ લોકમાં રમણીય એવાં રત્નો પ્રાપ્ત કર્યાં. તે ચોરોથી આકુળ અને દીર્ઘકાળ સુધી ભયને લઇને તે રસ્તો ઓળંગીને આવવા શક્તિમાન ન હતો. આથી તેણે બુદ્ધિ કૌશલ્યથી તે રત્નો એક સ્થળે સ્થાપીને જૂના પત્થરના ટુકડા લઈ ઘેલાનો વેશ લઈ ત્યાંથી નીકળ્યો અને બોલવા લાગ્યો 'રત્નવાળો વાણીઓ જાય છે.' એમ ત્રણવાર બોલવા છતાં તેના ગાંડા વેશથી કોઇ પકડવા ન ઉઠયું. ત્યારે ચોથી વખત ખરાં રત્ન લઈ નીકળી ગયો. હવે જંગલમાં ઘણી તૃષા લાગવાથી સારૂં પાણી ન મળતાં ગલીચ પાણીનું છાછરૂં ખાબોચીઉં જોયું. તેમાં મરેલાં હરણ વિગેરે હતાં. તેથી બધું પાણી ચરબીવાળું થયું હતું. તે વાણીએ અણછૂટકે સ્વાદ કર્યાં વિના જીવ બચાવવા તે પાણી પીધું અને રત્નો ઘેર લાવ્યો. આમાં સાધુને અંગે રત્નો સમાન જ્ઞાન દર્શન ચારિત્ર જાણવું. ચોર સમાન પાંચ ઇંદ્રિયના વિષયો અને ગલીચ પાણી સમાન પ્રાસુક અંતપ્રાંત આહાર વિગેરે જાણવા. તે ખાતાં દ્વેષ અને સારૂં ખાતાં રાગ ન કરવો. જેમ વાણીઓ રત્ન લાવી સુખી થયો તેમ સાધુ પણ ત્રણ રત્ન આરાધી સુખી થાય. અટવી સમાન સંસારનો નિસ્તાર (છૂટકારો) જાણવો. આ બધા એક અર્થવાળા છે. તે પ્રમાણે અપેક્ષાથી આ અધ્યયનના અનેક

અર્થ છે. ગાથાનો અર્થ.

નામ નિષ્પન્ન કહ્યું. હવે સૂત્રાલાપક નિષ્પન્નના નિક્ષેપાનો અવસર છે. અહિં તે પ્રાપ્ત લક્ષણવાળો છે, છતાં કહેવામાં આવતો નથી કારણ કે અહિં ત્રીજો અનુયોગ દ્વાર અનુગમ નામનો છે. ત્યાં નિક્ષેપો કરતાં ઠીક છે એટલે અહિં અથવા ત્યાં બન્ને બરાબર છે તેથી સૂત્રની લાઘવતાને માટે ત્યાં કરીશું. અહિં શંકા થાય સમાધાન તેનું વિશેષાવશ્યક સૂત્રથી જાણી લેવું. હવે અનુગમ કહીએ છીએ. તે બે પ્રકારે છે. સૂત્રનો અનુગમ અને નિર્યુક્તિનો અનુગમ. તેમાં નિર્યુક્તિ અનુગમ ત્રણ પ્રકારનો છે. તે આ પ્રકારે છે. નિક્ષેપ નિર્યુક્તિ અનુગમ, ઉપોદ્‌ઘાત નિર્યુક્તિ અનુગમ. અને સૂત્ર સ્પર્શિત નિર્યુક્તિ અનુગમ. તેમાં નિક્ષેપ–નિર્યુક્તિનો અનુગમ પૂર્વે કહ્યો. જે આ અધ્યયન વિગેરેનો નિક્ષેપો કર્યો તે જાણવો. ઉપોદ્‌ઘાત નિર્યુક્તિનો અનુગમ આ બે દ્વારની ગાથા વડે જાણવો. તે આ છે. ઉદ્દેશો, નિર્દેશ, નિર્ગમ, ક્ષેત્ર, કાળ, પુરૂષ, કારણ, પ્રત્યય, લક્ષણ, નય, સમવતારણ, અનુમત, શું, કઇ જાતનું, કોનો ક્યાં, શેમાં, કેવીરીતે, કેટલી વાર છે, કેટલા આંતરાવાળું અને અવિરહિત ભવ આકર્ષા, સ્પર્શના અને નિરૂક્તિ.

આ બે દ્વારની ગાથાનો સમુદાય અર્થ અને અવયવનો અર્થ વિશેષાવશ્યકથી જાણવો. પણ ચાલુ યોજનામાં આ પ્રમાણે છે. તીર્થંકર પ્રભુએ ઉપોદ્‌ઘાત કરીને આર્યસુધર્મા સ્વામિને તથા તેમનું પ્રવચન પછી જંબુ સ્વામિને, પછી પ્રભવ સ્વામિને ત્યાર પછી આર્ય સયંભવ સ્વામિને અનુક્રમે કહેવાયું. અને તેમણે આનો ઉદ્ધાર કર્યો. તે પ્રમાણે કથનથી કહ્યું. જેમ

આશ્રી આ રચ્યું. તે પૂર્વે કહ્યું. તે અહિંજ અનુક્રમે અવસર આવ્યે કહેવું જોઇએ. ત્યાં કહ્યું એ ઠીક નહિ એવી વાદીને શંકા થાય તેનો આચાર્ય ખુલાસો કરે છે કે શંકા ન કરવી. વચમાં પણ ઉપોદ્ઘાત ત્યાં સ્વીકાર્યો હતો તેથી ત્યાં કહેલું પણ ઉપયોગીજ છે. વાદી–એમ હોય તો પણ મોટા સંબંધ પૂર્વક હોવાથી વચગાળાનો ઉપોદ્ઘાત તે અહિંજ કહ્યો હોત તો ઠીક. આચાર્ય કહે છે. 'એમ નહિ. વર્તમાન શાસ્ત્રમાં અંતરંગ હોવાથી ત્યાં પણ ઉપયોગી છે એટલુંજ બસ છે. અક્ષર ગમનિકા માત્ર પ્રયાસનુંજ ફળ છે. ઉપોદ્ઘાત નિર્યુક્તિ અનુગમ સમાપ્ત.

હવે સૂત્ર સ્પર્શિત નિર્યુક્તિનો અનુગમ કરે છે. અનુગમ (વિષય) તે સૂત્ર સાથેજ થાય. વાદીની શંકા–' જો એમ હોય તો ઉપન્યાસ કરવો એ નકામો છે' આચાર્ય 'એમ નહિ. નિર્યુક્તિ પણ સમાન પણે છે. અને સૂત્ર તે સૂત્રના અનુગમમાંજ કહેવાય. તે અવસર પ્રાપ્ત થયે કહેવાય છેજ. અહિં અસ્ખલિતાદિ પ્રકારે સૂત્રને શુદ્ધ ઉચ્ચારવું. તે આ પ્રમાણે. અસ્ખલિત, અમિલિત, અવ્યત્ય, અમ્રેડિત વિગેરે અર્થાત્ અનુયોગદ્વારમાં કહ્યું છે તેમ દોષ ટાળી બોલવું એમ શુદ્ધ બોલતાં કેટલાક સાધુ ભગવંતોને કેટલાક અર્થના અધિકાર સમજાઇ જાય છે કેટલાક નથી સમજાતા. તે ન સમજાયલા સમજાવવાને મંદ બુદ્ધિ વાળા શિષ્યોની જાણ માટે દરેક પદે કહેવું, વ્યાખ્યાનું લક્ષણ આ છે. સંહિતા, પદ, પદાર્થ, પદ વિગ્રહ, ચાલના અને પ્રત્યવસ્થાન આ ૭ પ્રકાર છે, ચાલુ વાત કહીએ છીએ ચાલુ તે આ સૂત્ર

અનુગમમાં સૂત્ર ઉચ્ચારવું.

## સૂત્રની ૧ લી ગાથા.

**धम्मो मंगल मुक्किट्ठं, अहिंसा संजमो तवो ।**
**देवावि तं नमंसंति, जस्स धम्मे सया मणो ॥ १ ॥**

અસ્ખલિત પદ ઉચ્ચારવું તે સંહિતા. તે આ પાઠથીજ સિદ્ધજ છે. હવે પદો કહે છે. ધર્મ, મંગળ, ઉત્કૃષ્ટ, અહિંસા, સંયમ, તપ, દેવ, પણ નમે છે, જેનું ધર્મમાં નિરંતર મન છે. તેમાં 'ધૃ' ધાતુ ધારણાના અર્થમાં છે. તેને 'મૃ' પ્રત્યય લાગવાથી ધર્મરૂપ થાય છે. મંગળનું રૂપ પૂર્વે કહ્યું છે. કૃત' ધાતુનો અર્થ વિલેખન છે તેને ઉત્ ઉપસર્ગ અને નિષ્ઠાન્ત પ્રત્યય લાગવાથી ઉત્કૃષ્ટ એવું રૂપ સિદ્ધ થયું. તથા તૃહિ, હિસી બંને હિંસાના અર્થમાં ધાતુ છે. તેમાં પા. ૭-૧-૫૮ સૂત્ર પ્રમાણે વચમાં 'ન્' લાગીને સ્રીરૂપમાં આ પ્રત્યય લાગી હિંસા શબ્દ થાય છે. તે નિષેધ વાચક પૂર્વે 'અ' લગાડી અહિંસારૂપ થયું. તથા યમ્ ધાતુ ઉપરમના અર્થમાં છે. તેના પૂર્વે સમ્ ઉપસર્ગ લાગી સંયમ રૂપ થયું. તથા તપ્ સંતાપના અર્થમાં છે. તેને અસ્ પ્રત્યય લાગી તપ રૂપ થયું તથા દિવ્ ધાતુ ક્રીડા, વિજીગિષા વ્યવહાર, દ્યુતિ, સ્તુતિ, સ્વપ્ન, કાન્તિ, ગતિ શબ્દોના અર્થમાં વપરાય છે. તેથી આ ધાતુને અચ પ્રત્યય લાગી પ્રથમના બહુવચનમાં 'દેવા' એમ થાય છે. 'અપિ' શબ્દ અવ્યય છે. 'તદ્' એ સર્વનામ છે તેનું બીજી એકવચનનું રૂપ તમ્ થાય છે. તે પ્રમાણે નમ્ ધાતુને પા. ૩-૧-૨૯ સૂત્ર પ્રમાણે 'કયચ્' લાગતાં

'નમસ્યન્તિ' એમ થાય છે તથા યત્ શબ્દનું છઠ્ઠીનું એકવચન યસ્ય થાય છે. ગુજરાતીમાં 'જેનું' રૂપ છે. ધર્મ એ પૂર્વે સિદ્ધ કરી ગયાં છીએ. સદા એટલે બધા કાળમાં પા. ૫ ૩–૧૫ સૂત્ર પ્રમાણે 'દા' પ્રત્યય લાગ્યો તે પા. ૫-૩–૧૬ સૂત્ર પ્રમાણે સદા રૂપ થયું. તથા 'મન્' ધાતુ જ્ઞાનના અર્થમાં છે. એ ધાતુને 'અસ્' પ્રત્યય લાગી મનઃ રૂપ થયું. હવે પદોના અર્થ કહે છે.

દુર્ગતિમાં પડનારા જીવને ધારી રાખે તે ધર્મ. તેજ કહ્યું છે કે દુર્ગતિમાં પડતા જીવોને જે ધારે છે તથા શુભસ્થાનમાં સ્થાપે છે તેથી ધર્મ કહ્યો. જેના વડે હિત મંગાય તે મંગળ, તે પૂર્વની પેઠે જાણવું. ઉત્કૃષ્ટ એટલે પ્રધાન, ન હિંસા તે અહિંસા અર્થાત્ જીવના ઘાતથી પાછા ફરવું. સંયમ એટલે આશ્રવદ્વારને અટકાવવો જે અનેક ભવોમાં એકઠાં કરેલાં આઠ પ્રકારનાં કર્મોને તપાવે તે તપ અનશન વિગેરે છે. ક્રીડાઓ કરે તે દેવો. અપિ એ-ટલે સંભાવના થાય છે કે દેવો પણ જેને નમસ્કાર કરે તો મનુષ્ય કરે તેમાં શું નવાઇ? 'તમ્' એટલે એ ધર્મ કરનાર જીવને નમે છે એ પ્રકટ અર્થ છે. જે જીવનું પૂર્વે કહેલા ધર્મ સ્વરૂપમાં સદા મન એટલે અંતઃકરણ છે. આ પદોના અર્થ થયા. હવે પદોનો વિગ્રહ કહે છે, પદોનો વિગ્રહ પરસ્પર અપેક્ષાવાળા સમાસને ભજે છે. પણ અહિં તેવો કોઈ સમાસ ન હોવાથી નથી બતાવ્યો. ચાલના એટલે શંકા અને પ્રતિ અવસ્થાન એટલે સમાધાન. તે જ્યારે પ્રમાણની ચિંતા કરીશું ત્યારે આગળ કહીશું, પણ તેમની પ્રવૃત્તિ આ ઉપાયવડે છે તે બતાવવા માટે કહે છે.

**कत्थइ पुच्छइ सीसो, कहिंच ऽ पुट्ठा कहंति आयरिया ।**
**सीसाणं तु हियट्ठा विपुलतरागं तु पुच्छाए ॥ ३८ ॥**

**ટીકાનો અર્થ**—કોઇ વખત કંઇ ન સમજીને શિષ્ય પૂછે કે આ કેવી રીતે? આજ ચાલના, અને ગુરૂ કહે તે પ્રત્યવસ્થા. આ બન્નેની પ્રવૃત્તિ છે. તે પ્રમાણે કોઇ વખત ન પૂછે તો પણ પૂર્વ પક્ષની આશંકા કરીને આચાર્યો કરે છે તે સમાધાન છે. શા માટે કહે છે? ઉ- શિષ્યોના હિતને માટે.

'તુ' શબ્દનો અર્થ જ જાણવો. વિપુલતર તે પ્રભુતતર કહે છે. ( શિષ્યનો પ્રશ્ન હોય ત્યારે ). આ શિષ્ય તીક્ષ્ણ બુદ્ધિવાળો છે એ જાણીને ગુરૂ વધારે સમજાવે. ગાથાનો અર્થ.

એ પ્રમાણે ટુંકાણમાં વ્યાખ્યા લક્ષણની યોજના છે તે આ પ્રસ્તુત સૂત્રમાં કહી. એ પ્રમાણે બીજામાં પણ કરવી. ગ્રંથ વિસ્તારના દોષથી અમે નહિ કહીએ. પણ ઉપયોગી તો દરેક સૂત્રમાં કહીશું. જે સૂત્રની સાથે સ્પર્શીત છે તે અનુગમ નિર્યુક્તિના વિભાગ વિશેષથી વિશેષાવસ્યકમાં કહેલો છે ત્યાંથી જાણવો. વળી કહ્યું છે કે પદચ્છેદવાળું સૂત્ર કહી સૂત્રનો અનુગમ સફળ અર્થવાળો થાય છે. સૂત્રના આલાવાનું સ્થાપન નામાદિ ન્યાસને વિનિયોગ કરવાવાળું છે. સૂત્ર સ્પર્શિક નિર્યુક્તિનું કથન પદાર્થ વિગેરે પ્રાયઃ નૈગમ નયાદિ મતમાં ગોચર થ.ય છે. આ પ્રમાણે સૂત્રનો અનુક્રમે સૂત્રાલાપકનો નિક્ષેપો કર્યો. અને સૂત્ર સ્પર્શિક નિર્યુક્તિ તથા નયો સાથેજ ચાલે છે. આટલું સમજવા માટે કહ્યું. ત્યાં ધર્મ પદ અંગીકાર કરી સૂત્ર-સ્પર્શિત—નિર્યુક્તિ માટે કહે છે.

**णामं ठवणा धम्मो, दव्व धम्मो अ भावधम्मो अ ।**
**एएसिं नाणत्तं, वुच्छामि अहाणुपुव्वीए ॥ ३९ ॥**

**ટીકાનો અર્થ**—નામ સ્થાપના ધર્મ-તે ધર્મ શબ્દ પ્રત્યેકમાં જોડવો એટલે નામ ધર્મ, સ્થાપના ધર્મ, દ્રવ્ય ધર્મ, ભાવ ધર્મ એના જૂદા જૂદા ભેદને અનુક્રમે કહીશું. હવે નામ સ્થાપના સુગમ હોવાથી દ્રવ્ય ધર્મના અધિકારમાં આગમથી અને નોઆગમથી નિક્ષેપાર્થ થાય. તેમાં જ્ઞાતા પણ અન્ ઉપયોગ, અને નોઆગમથી જ્ઞશરીર, ભવ્ય શરીર બન્નેથી જૂદો દ્રવ્ય ધર્માદિક કહેવાય છે.

**दव्वं च अत्थि काय प्पयार, धम्मो अ भाव धम्मो अ ।**
**दव्वस्स पज्जवा जे ते धम्मा तस्स दव्वस्स ॥ ४० ॥**

**ટીકાનો અર્થ**—અહિં ધર્મ ત્રણ પ્રકારે છે તે આ છે ૧ દ્રવ્યધર્મ ૨ અસ્તિકાયધર્મ ૩ પ્રચારધર્મ તેમાં દ્રવ્ય એના વડે ધર્મ ધર્મીમાં કંઈક અંશે અભેદ હોવાથી દ્રવ્યધર્મ કહેવાય છે. તથા અસ્તિકાય એના વડે સૂચન કરવાથી સૂત્ર છે, એમ માની ઉપલક્ષણપણાથી અવયવનોજ સમુદાય શબ્દનો ઉપચાર હોવાથી અસ્તિકાય ધર્મ કહેવાય (અસ્તિકાય એટલે જૈન શાસ્ત્રમાં સમૂહ) છે, પ્રચારધર્મ એના વડે આ ગ્રંથથી દ્રવ્ય ધર્મનો દેશ કહે છે. ભાવ ધર્મ એ વડે ભાવ ધર્મ સ્વરૂપ કહે છે. હવે પૂર્વે કહેલા ત્રણ ધર્મોના સ્વરૂપને કહે છે દ્રવ્યના પર્યાય જે ઉત્પાદ; વિગમ વિગેરે છે તે ધર્મ તે દ્રવ્યના કહેવાય માટે દ્રવ્ય ધર્મ તે પર્યાય છે. આ પ્રમાણે બીજાથી અસંસકત એક

દ્રવ્યનો અભાવ–પ્રદર્શન કરવાથી બહુ વચનનો નિર્દેશ કર્યો છે હવે અસ્તિકાયાદિ ધર્મ સ્વરૂપ કહે છે.

**धम्मत्थि काय धम्मो, पयार धम्मो.य विसय धम्मोय।**
**लोइय कुप्पावयणिअ, लोगुत्तर लोगऽणेगविहो ॥४१॥**

ધર્મગ્રહણ કરવાથી ધર્માસ્તિકાય લેવું. તેથી ધર્માસ્તિકાયજ ગતિનો આધાર અસંખ્ય પ્રદેશવાળો અસ્તિકાય ધર્મ જાણવો. બીજા આચાર્યો કહે છે કે ધર્માસ્તિ કાયાદિ સ્વભાવવાળો ધર્મ કહેવો પણ આ મત અયુક્ત છે. કારણ કે તેમાં ધર્માસ્તિકાયાદિના દ્રવ્ય ધર્મથી અભિન્નપણું છે. તેથી પૂર્વનો મત ઠીક છે. પ્રચાર ધર્મ તે વિષય ધર્મજ છે 'તુ' શબ્દનો અર્થ 'જ' જાણવો. તેમાં પ્રચરણ એટલે પ્રચાર એટલે પ્રકર્ષે કરી જવું. તેજ આત્મસ્વભાવ પણાથી ધર્મ તેજ પ્રચાર ધર્મ. તે કેવી રીતે ? કે જેમાં પ્રાણીઓ સીદાય (મુંઝાય) તે વિષયો રૂપ ગંધ વિગેરે છે, તે ધર્મ પ્રમાણે ખરી રીતે વિષય ધર્મ તેજ આ રાગાદિવાળો જીવ તેમાં પ્રવર્તે છે એટલે ચક્ષુ વિગેરે ઇંદ્રિઓને વશ થઇ રૂપાદિમાં પ્રવર્તે છે તે પ્રચાર ધર્મ જાણવો. પ્રધાન સંસાર નિબંધનપણાથી અને મુખ્ય પદ આપવાની ખાતર દ્રવ્ય ધર્મથી જૂદો બતાવ્યો છે. હવે ભાવધર્મ કહે છે. તે લૌકિક વિગેરે જૂદા જૂદા ભેદવાળો છે. કહે છે કે લૌકિક તે જૈનેતર મતનું વચન, અને લોકોત્તર તે જૈનનું. અહિં લૌકિક ધર્મ અનેક પ્રકારે છે તે કહે છે.

**गम्मपसुदेसरज्जे, पुरवर गाम गणगोट्ठि राईणं ।**
**सावज्जो उ कुतित्थिय, धम्मो न जिणेहि पसत्थो ॥४२॥**

ગમ્ય ધર્મ જેમ દક્ષિણ દેશમાં મામાની દીકરી પરણાય પણ ઉત્તર દેશોમાં તે દુષિત ગણાય એ પ્રમાણે ભક્ષ્ય, અભક્ષ્ય, પેય, અપેયની યોજના કરવી. પશુ ધર્મ તે માતા વિગેરે સાથે કુચાલન, દેશ ધર્મ તે દેશાચાર જૂદા જૂદા દેશમાં પહેરવેશ વિગેરે જુદા છે તે, રાજ ધર્મ જુદા જુદા રાજ્યોમાં જુદા જુદા કરો છે તે, પુરધર્મ–જુદા જુદા નગરોમાં કંઇ કંઇ વિશેષ ધર્મ છે જેમાં ભાષા ભેદ વિગેરે જાણવા, અથવા સ્ત્રી બીજા ઘેર તરફ જાય. બીજું ઘર માંડે એવા અર્થમાં સમજવું. ગામ ધર્મ તે જુદા જુદા ગામમાં જુદા જુદા રીવાજ હોય તે, ગણ ધર્મ તે મલ્લો વિગેરે સમુદાયની વ્યવસ્થા જેમ સમપાદ પાડેથી તથા વિષમગ્રહ વિગેરે. ગોષ્ઠી ધર્મ તે ગોષ્ઠી વ્યવસ્થા. એટલે સરખી ઉમ્મરના મિત્રો એકઠા થાય તે ગોઠીયાઓ તેની વ્યવસ્થા. વસંત ઋતુ વિગેરેમાં ગોઠ ઉજાણી કરે તે. રાજ ધર્મ તે દુષ્ટને દંડ ને સારાનું પ્રતિપાલન છે. એની ભાવ ધર્મના ગમ્યાદિની વિવક્ષાથી ભાવરૂપ પણે છે અથવા દ્રવ્ય પર્યાય પણાથી છે તે દ્રવ્યની અપેક્ષા વિના વિવક્ષા કરવાથી-અથવા લોકમાં એને ભાવ ધર્મ તરીકે માનવાથી ભાવમાં ગણેલ છે, દેશ રાજાદિનો ભેદ એક દેશને આશ્રીને કહ્યો તે પ્રમાણે પોતાની બુદ્ધિ વડે અનેક રાજનું વિચારી લેવું. આ પ્રમાણે હવે જૈનેતર ધર્મ કહે છે. આ પણ પ્રાયઃ પાપ રૂપ હોવાથી લૌકિક જેવોજ છે. અવદ્ય એટલે પાપ તેની સાથે સંબંધ રાખે તે સાવદ્ય છે,

'તુ' એટલે જ, અવધારણ માટે છે. એટલે કયો સાવદ્ય ધર્મ ? ઉ– જૈનેતર, ચરક, પરિવ્રાજક (બાવા વિગેરેનો)

ધર્મ, શા માટે? જીનેશ્વર અને અન્ય વિદ્વાનોએ તેને વખાણ્યો નથી તે માટે. આરંભ પરિગ્રહનું કારણ હોવાથી, અહિં ખુલાસાની જરૂર છે, પણ ચાલતી વાતમાં સૂચના માત્ર હોવાથી વધારે કહેતા નથી. જૈનેતર ધર્મ કહ્યો. હવે લોકોત્તર ધર્મ કહે છે.

**दुविहो लोगुत्तरीओ, सुअधम्मो खलु चरित्तधम्मो अ।**
**सुअधम्मो सज्झाओ चरित्तधम्मो समणधम्मो ॥ ४३ ॥**

**ટીકાનો અર્થ**—લોકોત્તર ધર્મ બે પ્રકારે છે. શ્રુત ધર્મ તે બાર અંગ (સિદ્ધાંત) તેનો ધર્મ, 'ખલુ' શબ્દ વિશેષ સૂચવે છે. તે નિશ્ચયે વાચનાદિ ભેદો વડે વિચિત્ર છે. કહે છે કે શ્રુત ધર્મ સ્વાધ્યાય તે વાચનાદિ રૂપ તત્વ ચિંતામાં ધર્મના હેતુરૂપ હોવાથી ધર્મ કહેવાય (શ્રુત વડે ધર્મ ઓળખાય છે) તથા ચારિત્ર ધર્મ. તેમાં 'ચર' ધાતુ ગતિ અને ભક્ષણના અર્થમાં છે. પા. ૩–૨–૧૮૪ સૂત્ર પ્રમાણે 'ઈત્રન્' પ્રત્યય લાગવાથી ચરિત્ર શબ્દ થયો. એટલે અનિંદિત ચાલે છે જેના વડે તે ચરિત્ર ક્ષય ક્ષિપશમરૂપ તેનો ભાવ તે ચરિત્ર અશેષ કર્મ ક્ષય કરવાને માટે આ વર્તન છે (ચેષ્ટા એટલે વર્તન). તે જે ધર્મ તેજ ચારિત્ર ધર્મ. 'ચ' સમુચ્ચય માટે છે. આ શ્રમણ ધર્મજ છે તેથી ચારિત્ર ધર્મ તે શ્રમણધર્મ, જે સહન કરે તે શ્રમણ. પા. ૩–૩–૧૧૩ સૂત્ર પ્રમાણે 'શ્રમ' ધાતુનું શ્રમણ રૂપ બને છે. એટલે શ્રમ લેવો, તપસ્યા કરવી તે તપસ્યા કરનાર દિક્ષા લેવાના દિવસથી બધા પાપ વ્યાપારથી રહિત બનીને ગુરુ ઉપદેશ વડે અનશનાદિ તપ યથાશકિત કરે છે, અને બીજા જીવોને દુઃખ

ન દેવા વડે પોતે દુઃખ વેઠીને તપ કરે છે. તેજ કહ્યું છે કે જે બધા પ્રાણીઓમાં એટલે ત્રસ સ્થાવરમાં સરખાપણું રાખે છે અને શુદ્ધ આત્મા બની તપ કરે તે શ્રમણ જાણવો. ક્ષાન્ત્યાદિ લક્ષણો હવે પછી કહેવાના છે. તે ધર્મ (ક્ષમા, કોમળતા, સરળતા, પવિત્રતા, સત્ય, સંયમ, તપ, ત્યાગ, અકિંચનતા અને બ્રહ્મચર્ય. આ દશ પ્રકારનો શ્રમણ ધર્મ જાણવો. તેમાં ક્ષમા એટલે કોઈ આક્રોશનાં વચન કહે, અથવા માર મારે તે સમતાથી સહન કરે તો કર્મનો ક્ષય થાય અને ન સહન કરે તો નવાં કર્મ બંધાય, તેથી ક્રોધનો નિગ્રહ કરવો. અને ક્રોધ ઉદયમાં આવ્યો હોય તો નિષ્ફળ કરવો. ક્ષમા, તિતિક્ષા અને ક્રોધ નિગ્રહ એ ત્રણનો એક અર્થ છે. કોમળતા એટલે જાતિ કુળ વિગેરેથી હીન હોય અને પોતે ઉત્તમ જાતિનો હોય તો તેના આગળ અહંકાર ન કરવો. અહંકાર ન કરવાથી કર્મની નિર્જરા થાય છે. અને અહંકાર કરવાથી કર્મ વધે છે. માન ઉદયમાં ન આવ્યું હોય તો તે રોકવું અને આવ્યું હોય તો તે નિષ્ફળ કરવું. સરલતા એટલે અકુટિલતા. આ ગુણ ધારણ કરવાથી નિર્જરા થાય, નહિ તો કર્મ બંધાય. એ પ્રમાણે માયાને દાબવી અને નિષ્ફળ કરવી. પવિત્રતા તે ધર્મ ઉપગરણમાં પણ મૂર્છા ન રાખવી. યોગ્ય સાધુને વાપરવા આપવું જેથી કર્મની નિર્જરા થાય, તેમ લોભનો નિરોધ કરવો અને તે નિષ્ફળ કરવો. સત્ય એટલે વિચારીને નિરવદ્ય વચન બોલવું, જેથી કર્મ ઓછાં થાય; નહિ તો કર્મ વધે. સંયમ તપ અહિં કહેતા નથી કારણ કે મૂળ સૂત્રમાં અર્થ આવે છે. હવે ત્યાગને કહે છે. પોતે આચાર્ય

વિગેરેની વૈયાવચ્ચ કરે, એટલે પોતે ન ખાતાં ઉપયોગ કરીને યોગ્ય વસ્તુ તેમને આપવાથી મોટી કર્મની નિર્જરા થાય છે. તેથી વસ્ત્ર, પાત્ર, ઔષધ વિગેરે જે કંઈ આવ્યાં હોય તે સાધુઓને યોગ્યતા પ્રમાણે વહેંચી આપવાં. અકિંચનતા એટલે પોતાના દેહમાં પણ મમતા ન રાખવી. તેથી કર્મ ઘટે; ન કરવાથી કર્મ વધે. તેથી સાધુએ દેહ મમત્વ મૂકવું. હવે બ્રહ્મચર્ય કહે છે. તે ઔદારિકકામ ભોગ મન વડે ન સેવે, ન સેવાવે કે ન અનુમોદે. એ પ્રમાણે વચન કાયાના ત્રણ ત્રણ ભેદ લેતાં નવ ભેદ થયા. એ પ્રમાણે દિવ્ય શરીરના પણ નવ ભેદ થાય. તે અઢાર ભેદે બ્રહ્મચર્ય પાળે તેથી મોટી કર્મનિર્જરા થાય. નહિ તો મહાન્ કર્મ બંધાય. આ દસ પ્રકારનો શ્રમણ ધર્મ છે. આમાં મૂળ ગુણ અને ઉત્તર ગુણ એ બન્નેનો સમાવેશ છે. જેમકે સંયમથી પહેલી અહિંસા, સત્યથી મૃષાવાદ વિરતી, બ્રહ્મચર્યથી મૈથુન વિરતી, અકિંચનથી પરિગ્રહ નિવૃત્તિ જેમાં સ્વદેહ મમત્વ પણ નથી. તે બીજાનું ન આપ્યું હોય તે કેવી રીતે લે? તેથી બન્ને આવી જાય. અથવા એક લેવાથી તેની જાતનું બીજું પણ આવે છે. (જેમ અહિંસા લેવાથી અદત્તાદાન વિરતિ પણ આવી ગઇ. ક્ષાન્તિ, માર્દવ, આર્જવ અને તપ લેવા વડે ઉત્તર ગુણોનું ગ્રહણ છે)

## મંગળનું સ્વરૂપ

નામ સ્થાપના સુગમ હોવાથી દ્રવ્ય ભાવ મંગળને કહે છે. તે ભાવ મંગળ કહેવાની ઇચ્છાથી કહે છે.

**दव्वे भावेऽवि अ मंगलाई दव्वम्मि पुण्णकलसाई।**
**धम्मो उ भावमंगल, मेत्तो सिद्धित्ति काऊणं ॥ ४४ ॥**

દ્રવ્યને લઇને ભાવ છે. દ્રવ્ય મંગળમાં પૂર્ણ કલશ તથા આદિ શબ્દથી સ્વસ્તીક વિગેરે મંગળ જાણવાં ધર્મ તે પોતે ભાવ મંગળજ છે. શા માટે? તે કહે છે. આ ક્ષાંત્યાદિ ધર્મના રક્ષણથી સિદ્ધિ એટલે મોક્ષ છે. ભવનું ગાળવું તે મંગળનો અર્થ છે. આજ મુખ્ય મંગળ છે. એકાંતિક પણાથી અને આત્યંતિક પણાથી. તે પ્રમાણે પૂર્ણ કલસ વિગેરે દ્રવ્ય મંગળમાં નથી. તેમાં એકાંતિક અને આત્યંતિક લાગુ પડતાં નથી. (એકાંતીક એટલે શંકા રહિત ફળ થાય અને આત્યંતિક એટલે છેવટ સુધી હિતકારક) હવે હિંસાનો વિપક્ષ અહિંસા કહે છે. તે જેમ જેઓ ઉદ્દેશ તેવો નિર્દેશ છે, એ પ્રમાણે અહિંસા કહે છે.

**हिंसाए पडिवक्खो होइ, अहिंसा चउव्विहा सा उ।**
**दव्वे भावे अ तहा, अहिंसऽ जीवाइवाओत्ति ॥४५॥**

**ટીકાનો અર્થ**—પ્રમાદના યોગથી જીવને દુઃખ દેવું તે હિંસા. આ હિંસામાં વિરૂદ્ધ પક્ષ એટલે પ્રમાદનો ત્યાગ કરીને શુભ યોગ ધારીને પ્રાણને બચાવવા તે અહિંસા. તે ચાર પ્રકારની છે. દ્રવ્ય અને ભાવમાં. એટલે ૧ દ્રવ્યથી અને ભાવથી અહિંસા. ૨ દ્રવ્યથી ખરી પણ ભાવથી નહિ. ૩ દ્રવ્યથી નહિ પણ ભાવથી ખરી. ૪ દ્રવ્યથી નહિ અને ભાવથી પણ નહિ. એમાં 'તથા' શબ્દ સમુચિત છે. તેમાં ત્રણ ભાંગાના ઉપન્યાસ છે. કારણ કે તેમાં સમુચ્ચય અર્થ બતાવ્યો નથી. કહ્યું કે તેમાં સમુચ્ચય, નિર્દેશ, અવધારણ, સાદૃશ્ય, પ્રકાર વચનોમાં

વપરાય છે. તેમાં આ ભાંગો દ્રવ્યથી અને ભાવથી લેવો. જેમ મૃગ વધ કરવાની બુદ્ધિમાં વર્તેલો કોઇ માણસ મૃગ જોઇને ધનુષ્ય ખેંચી બાણ ચડાવી છોડે, તો તે વખતે તે મૃગ તે તીર વડે મરે. આ હિંસા દ્રવ્યથી ખરી ને ભાવથી પણ ખરી એમ જાણવું. પણ સાધુથી ઇરિયાસમિતિયુક્ત કારણે જતાં કોઈ જીવ મરે તો તેમાં દ્રવ્યથી હિંસા ખરી પણ ભાવથી નથી. કહ્યું છે કે પગ ઉપાડયે થકે ઈરિયાસમિતિ યુક્ત થઈ ચાલતાં સાધુથી અજાણ્યે કોઈ જીવ મરે તો તેમાં મરનાર જીવનો દોષ છે. પણ તે સાધુને તેના સંબંધી જરા પણ દોષ સિદ્ધાંતમાં બતાવ્યો નથી. કારણ કે તે સાધુ અપ્રમાદી છે, અને હિંસા પ્રમાદીનેજ હોય વિગેરે. જે ભાવથી હિંસા કહેવાય પણ દ્રવ્યથી નહિ તે આ રીતે છે. કોઇ એક પુરૂષ પરોંઢીઆના મંદ પ્રકાશમાં વળેલી દોરડીને સાપ માની તેને વધ કરવાના ઇરાદાથી તરવારવડે છેદે તે. પણ ચોથો ભાંગો શૂન્ય છે કારણ કે એવી કોઈ હિંસા નથી જે દ્રવ્યથી પણ ન હોય અને ભાવથી પણ ન હોય. હિંસાથી વિરૂદ્ધ પક્ષ તે અહિંસા. અહિંસાના શબ્દાર્થ. ન હિંસા, અહિંસા, અજીવાતિપાત. વળી તે અહિંસાવાળાને પોતાના કર્મનો નાશ થાય છેજ. અજીવ તે કર્મ એમ ભાવવું ઉપલક્ષણથી અહિં પ્રાણાતિપાત વિરતિ વગેરે લેવો. હવે સંયમનો અર્થ કહે છે.

**पुढविदगअगणिमारुय, वणस्सई बितिचउपणिंदिअ-ज्जीवे।**
**पेहोपेहपमज्जण, परिठ्ठवण मणो वई काए ॥ ४६ ॥**

પૃથ્વી વિગેરેથી માંડીને પંચેન્દ્રિય સુધી તેઓનો સંયમ થાય. એટલે સંઘટ્ટન વિગેરે મન વચન કાયાથી ન કરે, ન ન કરાવે, ન અનુમોદે. જે ગ્રહણ કરવાથી અસંયમ થાય તે અહિં જાણવો. જેમકે પાંચ પ્રકારનાં પુસ્તક, વસ્ત્ર, ઘાસ ચર્મ વિગેરે. પાંચ પ્રકારનાં પુસ્તક–ગણ્ડી, કચ્છપી, મુષ્ટિ, સંપુટ ફલક અને સૃપાટિક, આ પાંચ પ્રકારનાં પુસ્તક શ્રી વીતરાગે કહ્યાં છે.

ગણ્ડી પુસ્તકમાં પાનાં લંબાઈ પહોળાઈમાં સમાન અને દીર્ઘ હોય. કચ્છપીમાં કોરે પાતળાં અને વચમાં પહોળાં હોય છે. ચાર આગળ અને લાંબા અને ગોલાકાર :તે મુષ્ટિ પુસ્તક, અથવા ચાર આંગળ લાંબુ ચોખુણું હોય તે, સંપુટક. તે બે ત્રણ પાટીઆંવાળું હોય છે. સૂપાટિકા એટલે પાતળાં પાનાં ઉંચા રૂપવાળું એમ પંડિતો કહે છે. અથવા દીર્ઘ હ્રસ્વ અથવા પહોળું. થોડી પહોળાઇવાળું તેને વિદ્વાન સાધુઓ સૃપાટિકા પુસ્તક કહે છે. (પ્રાયઃ આ તાડ પત્રને આશ્રીને છે. હાલનો રીવાજ જૂદી રીતનો છે.)

હવે બે પ્રકારના વસ્ત્ર પંચક કહે છે. પ્રતિલેખ્યા વિનાનું અથવા ખરાબ રીતે પડીલેહણ કરેલું એટલે તુલી, ઉપધાનક (ઓશિકું) ગાલમસૂરીઆં (હાલ પણ રૂ ભરીને બને છે) જાણવાં. તેની પડિલેહણા શીવેલ હોવાથી ન થઈ શકે. તથા ખરડીઓ, સલોમપટ, ભુરવીગા, જીર્ણ, સદંશ વસ્ત્ર, પ્રલ્હાદિ, કુતુપિ, પ્રાવારક, નવત્વકૂ તથા દ્રઢ ગાલિકા એ દુઃખે કરીને પડિલેહાય તેવાં જાણવાં. પ્રહ્લાદિ તે હાથનાં મોજાં. કુતુપ તે રૂથી ભરેલું વસ્ત્ર.

૬૯ ગાલિ, શીવેલું વસ્ત્ર વિગેરે દુઃખથી પડિલેહાય, બાકીનાં જાણીતાં છે (તે વખતે પ્રસિદ્ધિમાં હશે.) તે માટે બહુશ્રુતને પૂછવું. હવે ઘાસપંચક કહે છે. આઠ કર્મને દહન કરનાર શ્રી જીનેશ્વર ભગવંત કહે છે કે, શાલિ, વ્રીહિ, કોદ્રવ, રાળ અને અરણ્યનું ઘાસ તે પાંચ પ્રકારનું છે (શિયાળામાં દિલ્હી તરફ ઠંડીના બચાવ માટે આ ઘાસ હાલમાં વપરાય છે.) પાંચ પ્રકારનાં ચામડાં તે બકરી, ઘેટું, ગાય, ભેંસ અને હરણનાં એમ સમજવાં, તે તળીઓ, ખલ્લક, વાધડી, કોશ અને કૃતિમાં વપરાય છે. (પૂર્વ કાળમાં ભયંકર અટવીઓ ઓળંગતા અથવા માંદાઓને ગૂમડાં વિગેરેનાં કારણોમાં અપવાદરૂપે સાધુઓ આ જૂનાં ચામડાં વાપરતા). તથા અસંયમના હેતુ રૂપ હોવાથી વિકટ હિરણ્ય વિગેરેનાં ચામડાં સાધુઓ ગ્રહણ કરતા નથી. જેમાં જોઇને પ્રમાર્જના ન થાય ને અસંયમ જાણવો. હવે પ્રેક્ષા અને ઉપેક્ષા અહિં બે પ્રકારની છે તે બતાવે છે. વ્યાપાર અને અવ્યાપારમાં. જેમ આ નાસતાની કેમ ઉપેક્ષા કરે છે? અહિ બન્ને પ્રકારનો અધિકાર છે. ૧૬ વ્યાપારની ઉપેક્ષા તે જેની સાથે ગોચરી થાય તેવા સાધુમાં કોઇ પીડાતો હોય તો તેને ધર્મ કાર્યમાં દોરવે તેમ બીજાને પણ સિદ્ધાંત માર્ગે દોરવે તે જાણવું. તે પાસથ્થા વિગેરેને માટે છે. ૧૭. અવ્યાપાર ઉપેક્ષા તે કોઈ ગ્રહસ્થથી ધંધા વિના પીડાતો હોય તો તેને પ્રેરણા ન કરવી. આ ઉપેક્ષાનો સંયમ જાણવો. ૧૮ ગૃહસ્થી ઉભેલો હોય ત્યાં સાધુઓ પગ ન પણ પૂંજે તો સંયમ થાય અને ગૃહસ્થ ન હોય તો પગ પૂંજ્યેથી સંયમ થાય. ૧૯ પ્રાણાદિ સંસકત ભોજન,

પાણી અથવા અવિશુદ્ધ ઉપકરણ ભોજન અથવા પ્રમાણ કરતાં વધારે હોય તો તે વિધિથી પરઠવવાથી સંયમ થાય, અને અકુશળ મન વચનનો રોધ તથા કુશળ મન વચનની ઉદીરણા કરવી તે સંયમ ૨૧. મન વચનના સંયમ સાથે અવશ્ય કાર્યમાં કાયામાં જોડવાં અને ગમનાગમનમાં તે ઉપયોગ રાખીને સારી રીતે વ-ર્તે ૨૨ અસંયમ ત્યજીને કાચબાની માફક પગ હાથ વિગેરેને ગોપવીને સાધુ કાયાનો સંયમી થાય છે. ૨૩.

આ સંયમ બતાવ્યો. (ઉપર બતાવેલ પુસ્તક, વસ્ત્ર ઘાસ ચામડું એ ખાસ કારણે વાપરવાં પડે તો પડિલેહણા થાય). તેટલુંજ અને તેવુંજ લેવું તે સંયમ અને બાકીનો અસંયમ જાણવો તથા ગ્રહસ્થીને પાપનો વ્યાપાર હોવાથી તેમાં માથું ન મારવું; પણ સાધુ તથા પાસત્થાને જરૂર પડયેથી ધર્મમાં પણ દોરવવા પ્રેરણા કરવી ) વાદીની શંકા—અહિંસાજ તત્ત્વથી સંયમ છે. તેથી જૂદો ભેદ પાડી કહેવું તે અયુક્ત છે. આચાર્ય કહે છે એમ નહિ. સંયમ વડે અહિંસા ઉપર ઉપગ્રહનું કરવાપણું છે. હવે તપને કહે છે. તે બાહ્ય અભ્યંતર બે પ્રકારનો છે.

**अणसणमूणोअरिआ, वित्तिसंखेवणं रसच्चाओ।**
**काय-किलेसो संलीणया य बज्झो तवो होइ ॥४७॥**

**ટીકાનો અર્થ**—પ્રથમ બાહ્ય તપનું વર્ણન અનશન તે ન ખાવું તે. તે બે પ્રકારે. ઇત્વર તે થોડો કાળ સુધી. તે મહાવીર સ્વામિના તીર્થમાં એક ઉપવાસથી છ માસ સુધી. 'યાવત્ કથિત' તે મરણ સુધી, તે ભેદની ઉપાધિથી વિશેષ પણે ત્રણ પ્રકારે છે. ૧ પાદપ ઉપગમન. ૨ ઈંગિત મરણ. ૩ ભક્ત

પરિજ્ઞા. તેમાં અનશન કરનારને ચાર આહાર છોડયા પછી ચેષ્ટા પણ છોડી દેવી. તથા ચેષ્ટા છોડીને એકાંત નિષ્પ્રતિ કર્મ શરીર-વાળા તે (જે વૈયાવચ્ચ પણ ન કરાવે. જેમ ઝાડ સ્થિર છે તેમ પોતે પણ સર્વથા ઝાડ જેવો થાય. બીજો તેને જીવતો પણ ન જાણે. આને અન્ય લોકમાં સમાધિ કહે છે. તે પાદપ ઉપ-ગમન છે. તેના બે પ્રકાર છે–૧ વ્યાઘાત વાળું અને ૨ વ્યાઘાત રહિત. વ્યાઘાત વાળું તે સિંહાદિના ઉપદ્રવમાં મરણ જાણી કરે તે. કહ્યું છે કે 'સિંહાદિથી પીડાયલો ભય આવ્યે થકે સ્થિર ચિત્ત રાખી પાદપ ઉપગમન અનશન કરે. આ સાધુ પોતાનું આયુષ્ય સમીપ આવેલું જાણી ગીતાર્થ હોય તેજ કરે. નિર્વ્યાઘાત વાળું તે સૂત્ર અર્થ બન્નેમાં પાર પહોંચેલ પોતાના શિષ્યોને ઉત્સર્ગથી તૈયાર કરીને સમુદાયમાં રહીને બાર વર્ષ સુધી તપશ્ચર્યા કરે. કહ્યું છે કે 'ચાર વર્ષ વિચિત્ર તપ અને ચાર વર્ષ વિકૃતિ રહિત અને બે વરસ એકાંતરે આયંબીલ કરે. ત્યારપછી આ-યંબિલથી પરિમિત અતિ વિકૃષ્ટ તપ છ માસ અને વિકૃષ્ટ તપ બીજા છ માસ કરે તે પછી અનુપૂર્વથી એક વર્ષ સુધી આયંબીલ કરીને પછી પહાડની ગુફામાં જઈ પાદપ ઉપગમન કરે. ૩ ઈંગિત (અમુક) દેશમાં પોતાની મેળે ચાર આહારનો ત્યાગ કરી ઉદ્વર્તનથી યુક્ત પણ બીજાવડે નહિ એ ઇંગિત મરણ. ભક્ત પરિજ્ઞા અનશન તે ત્રણ પ્રકારના આહારનો ત્યાગ છે. પાણી પીવાની છુટ છે. બીજા પાસે સેવા કરાવે અને સમાધિમાં રહે (આનું વિશેષ સ્વરૂપ બહુશ્રુતને પૂછવું) હવે ઉણોદરી તપ કહે છે, તે બે પ્રકારે છે. દ્રવ્યથી ને ભાવથી દ્રવ્યથી તે ઉપકરણ, ભક્ત, પાન

સંબંધી, ઉપકરણ સંબંધમાં જેઓને જીનકલ્પવિગેરેનો અભ્યાસ હોય તેઓને આશ્રી જાણવા, બીજાને માટે નહિ. ઉપધિના અભાવમાં સંયમ ન પળે. પરંતુ જોઇએ તે કરતાં વધારે ન લે અને સંયમ પાળે તેજ ઉણોદરતા. કહ્યું છે કે જે ઉપકારમાં વર્તે તેમ ન વધારે કે ન અયત્નાથી વાપરે. ભકતપાન ઉણોદરતા કહે છે. આત્મીય (પોતાનો) આહાર હોય તેથી ઓછું ખાવું તે બત્રીસ કવળ (કોળીઆ) નો આહાર પેટ પૂર જાણવો. આ પુરૂષને આશ્રી છે. સ્ત્રીને ૨૮ જોઇએ. આ કવળ તે કુકડીના ઇંડા પ્રમાણે (નાનો) જાણવો. એનો અર્થ એ છે કે મોઢામાં સુખેથી જઈ શકે તે કવળ આ પ્રમાણે વ્યવસ્થા થયેથી અલ્પાહાર વિગેરેનો ભેદ પાંચ પ્રકારે છે. અલ્પાહાર, અપાર્ધ, દુભાગ તથા કંઈક ઉણું. તે આ પ્રમાણે છે. આઠ કવલ, બાર કવલ, સોળ કવલ, ચોવીસ કવલ ને એકત્રીસ કવલ, અલ્પાહાર તે એક કવલથી માંડીને આઠ કવલ :સુધી એક જઘન્ય, અને આઠ ઉત્કૃષ્ટ, વચલા મધ્યમ. એ પ્રમાણે નવથી બાર સુધી જઘન્ય, ઉત્કૃષ્ટ, મધ્યમ જાણવા. તેમજ તેરથી સોળ બે ભાગ ઉણોદરી. એવીજ રીતે ૧૭ થી ૨૪ સુધી અને ૨૫ થી ૩૧ સુધી કિંચિત્ ઉણોદરી, બુદ્ધિમાને જઘન્ય વિગેરે ભેદો જાણી લેવા. એ પ્રમાણે પાણીનું પણ સમજવું. આ પુરૂષનું છે, તેમ સ્ત્રીનું પણ ઉણોદરી જાણવું. ભાવ ઉણોદરતા તે ક્રોધાદિ કષાયનો ત્યાગ છે. કહ્યું છે કે જિનવચનની ભાવનાથી ક્રોધાદિ ઉત્પન્ન ન કરતાં તે ત્યાગે તે ભાવ ઉણોદરી શ્રી વીતરાગે કહી છે. તેના અનેક પ્રકાર છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી. દ્રવ્યથી નિર્લેપાદિ લેવું. કહ્યું

છે કે લેપવાળું કે લેપ વિનાનું અમુક દ્રવ્ય આજ લઇશ અથવા અમુક દ્રવ્ય વડે નિર્વાહ કરીશ તે દ્રવ્ય અભિગ્રહ જાણવો. આઠ ગોચર સ્થાન છે—એલુક (ડહેલી), વિષ્કંભમાત્ર ગ્રહણુ, પોતાના ગામમાં કે બીજા ગામમાં, અથવા આટલા ઘરમાં કે આટલા ક્ષેત્રમાં સરળ ગતિએ જઈ પાછા ફરવું, ગાયનાં મૂત્ર માફક તથા પતંગ વિથી, પેટા અર્ધ પેટા અને અભ્યંતર બાહ્ય શંબુક, તથા કાળને આશ્રી પ્રભાતે, મધ્યાહ્નને કે છેવટે અભિગ્રહ હોય એટલે સ્મૃતિકાળ પ્રાપ્ત ન થયો હોય તે આદિ, બીજામાં મધ્યે, ત્રીજામાં છેવટે. વળી આપનાર અને લેનાર જરા પણુ અપ્રીતિ ન પામો એટલે અપ્રાપ્ત તથા અતીતનું વર્તન તે મધ્ય ભાવ વિગ્રહમાં ઉત્ક્ષિપ્ત, ચરકત્વ વિગેરે ભાવ સહિત અભિગ્રહ થાય છે. અથવા ગાતી, રોતી, બેઠેલી, ઉભાં ઉભાં વોહરાવે તે. અથવા અવષ્વષ્કણુ, અભિષ્વષ્કણુ, પરાંમુખ, અલંકૃત પુરૂષ કોઈ પણુ ભાવથી યુક્ત હોય તે ભાવઅભિગ્રહ જાણુવો.

હવે રસ ત્યાગ કહે છે. તે દૂધ વિગેરેનો ત્યાગ. એટલે વિકૃતિને વિકારના ભયથી ડરેલો વાપરતો નથી. કારણકે સ્વભાવમાં વિકાર કરવાથી તેનું નામ વિકૃત છે તે સાધુને અનિચ્છાએ કુમાર્ગે દોરે છે. ચિત્તને જીતવાવાળો સાધુપણુ મોહ ઉદય થતાં વિકૃતિનો ઉપયોગ કરે તો કેમ કુમાર્ગે ન જાય ? દાવાનળના મધ્યભાગમાં રહેલો હોય તેને શાંતિ માટે પાણી વિગેરે શું કરે ? એવી રીતે મોહાનલથી દીન પુરૂષ સુમાર્ગને ગ્રહણુ ન કરે. હવે કાય કલેશ કહે છે. તેના વીરાસન વિગેરે અનેક ભેદ છે. વીરાસન, ઉત્કટ, આસન તથા લોચ વિગેરે. તે સંસાર વાસમાં ભેદ

રૂપ હોવાથી કાય કલેશ જાણવો. આ વીરાસન વિગેરેથી કાયાનો નિરોધ, જીવોમાં દયા, પરલોકના વિચાર અને બીજાનું બહુ માન એ ફાયદા છે.

હજામ આશ્રી હાથ માથું ધોવાયા પહેલાં અને પછીના કર્મ તે સાવદ્ય હોવાથી લોચ કરવાથી બચી જાય, અને નિઃસંગતા થાય. તથા દુઃખ સહન કરવાથી નરક વિગેરેની ભાવના યાદ આવતાં વૈરાગ્ય થાય.

વળી બીજાઓએ કહ્યું છે, "પશ્ચાત્ કર્મ ને પૂર્વ કર્મ. તે હજામને બોલાવવો. તેને આવતાં જતાં અસંયમથી ચાલે તથા 'કાચુ" પાણી વાપરે એ દોષ લોચવાળાને ન લાગે. હવે સંલીનતા કહે છે. તે ઇંદ્રીય સંલીનતા વિગેરે ભેદથી ચાર પ્રકારની છે. ઇંદ્રીય, કષાય, અને યોગને આશ્રી સંલીનતા, તથા વિવિકતચર્યા એમ ચાર પ્રકારની શ્રી વીતરાગે કહી છે. તેમાં કાન વિગેરે પાંચ ઇંદ્રીઓ છે. સુંદર અને ખરાબ શબ્દોમાં રાગ દ્વેષ ન કરે તો ઇંદ્રિય સંલીનતા થાય. કહ્યું છે કે સારા માઠા શબ્દો કાનમાં પડતાં સાધુએ રાગ દ્વેષ ન કરવો. તેવી રીતે રૂપ વિગેરેમાં જાણવું. કષાય સંલીનતા તે કષાયના ઉદયનો વિરોધ. ઉદીરણા અટકાવવી તે કષાય સંલીનતા છે. કહ્યું છે કે ઉદય ન થયો ત્યાં સુધી નિરોધ કરવો અને ઉદય આવ્યાને નિષ્ફળ કરવો. હવે યોગ સંલીનતા કહે છે. મનોયોગ વિગેરેના અકુશલનો નિરોધ અને કુશલની ઉદીરણા. કહ્યું છે કે અપ્રશસ્યનો અટકાવ અને સારા યોગની ઉદીરણા તથા કાર્યમાં વિધિ તે યત્નથી જવું આવવું તે. હવે વિવિક્ત ચર્યા કહે છે.

આરામ, ઉદ્યાન વિગેરે જ્યાં સ્ત્રી, પશુ, નપુંસકથી વર્જીત સ્થાન હોય ત્યાં રહેવું. અને નિર્દોષ એવાં પાટીઆં વિગેરે વાપરવાં, હવે બાહ્ય તપ પૂરો થયો. એને બાહ્ય તપ કહેવાનું કારણ એ કે અન્ય લોકો પણ તે આચરે છે, અથવા અન્ય લોકો બીજા કારણથી એ કરે છે. આથી તે બાહ્ય તપ, અર્થાત્ મોક્ષ સિવાય બીજા માટે આદરે તો તે બાહ્ય તપ ગણાય. હવે અભ્યંતર તપ કહે છે. તેના પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવચ્ચ, સઝાય, ધ્યાન ને કાઉસગ્ગ એમ છ ભેદ છે. આલોયણા એટલે અવશ્ય કાર્યોમાં ગોચરી વિગેરે જતાં અપરાધ ન હોય તો પણ જો આલોચના ન કરે તો અવિનય થાય. માટે ગુરૂ આગળ જેવું હોય તેવું બોલી જવું. એટલે જે:કંઈ અયોગ્ય આહાર વિગેરેનો અપરાધ હોય તે યાદ આવી જાય, અથવા આચાર્ય પોતે યાદ કરાવી આપે. તેથી આલોયણા કરવી સારી છે. આલોચના કરવી, પ્રકટ કરવું, કહેવું, વિશુદ્ધિ કરવી, એ બધાં એક અર્થમાં છે. હવે પડિક્કમણું કહે છે. એટલે ગોચરી જતાં, કથા કરતાં પ્રમાદી થઈ કોઇ સાધુ ઇરિયા સમિતિ ન પાળે તે વખતે કોઈ જીવ મૃત્યુવશ થયો હોય તો મિચ્છામિદુક્કડંથી શુદ્ધ થાય. એમ બાકીની સમિતિ ગુપ્તિમાં પણ જાણવું. જ્યાં અસમિતિપણું હોય ત્યાં મોટો અપરાધ ન હોય તો 'મિચ્છામિ દુક્કડ''થી શુદ્ધિ થાય. આલોચના અને પડિક્કમણુ એ એકેન્દ્રિય જીવોને આકુળનાથી સંઘટ્ટન, અને પરિતાપના કરતાં થાય છે. વિવેક નામ પરિસ્થાપનાનું છે. તે આહાર, ઉપધિ, શય્યા, આસનાદિ ઉદ્દગમાદિ દોષથી જો અશુદ્ધ હોય તો તે ત્યાગી દેવું. કાઉસગ્ગ અને

વિઉસગ્ગ એ બન્ને એક અર્થવાળા છે. તે ક્યારે કરવાં તે કહે છે. વહાણુથી નદી ઉતરતાં, ગમનાગમન, કુસ્વપ્નદર્શન અને આવશ્યક વિગેરે કારણોમાં એમ બહુ પ્રકારે છે હવે તપ તે પંચ રાત્રિ દિવસનો વિગેરે રીતે બહુ પ્રકારનો છે તથા છેદના તે જે સાધુએ જેવો અપરાધ કર્યો હોય તે પ્રમાણે તેના પર્યાયનો છેદ કરે.

એક દિવસ, એક પખવાડીઉં, મહિનો કે એક વરસ વિગેરે, મૂળ નામ મૂળથી પર્યાય છેદે. અનવસ્થાપ્ય તે સર્વથા ચારિત્ર છેદી કંઈક તપ કરાવી ફરી દિક્ષા આપે. પારંચ નામ, ક્ષેત્ર, દેશથી દૂર કરી દીક્ષા આપે, આ છેદ વિગેરે દેશકાળ સંયમની વિરાધના કરનાર પુરૂષને આશ્રી અપાય છે. આ બધું પ્રાયશ્ચિત્ત તપનું વર્ણન ગીતાર્થ પાસેથી જાણવું.

પ્રાયશ્ચિત્તનો અર્થ—પાપને છેદે અથવા પ્રાયઃ (મુખ્યતાએ) જેનાથી ચિત્ત શુદ્ધ થાય તે પ્રાયશ્ચિત. કહ્યું છે કે પાપને છેદે અથવા પ્રાયઃશ્ચિત્તને શુદ્ધ કરે, તે આલોચનાદિ ઉપર કહ્યા પ્રમાણે દશ પ્રકારે છે. આલોચના, પ્રતિક્રમણ, મિશ્ર, વિવેક, કાઉસગ્ગ, તપ, છેદ, મૂળ, અનવસ્થાપ્ય અને પારાંચિક એનું વિશેષ વર્ણન વિશેષાવસ્યક સૂત્રથી જાણવું. હવે વિનય કહે છે. થોડું ઉપર કહી ગયા છીએ. આઠ પ્રકારના કર્મને જે વડે દૂર કરાય તે વિનય છે, કહ્યું છે કે વિનયનું ફળ શુશ્રૂષા, તેનું ફળ શ્રુત જ્ઞાન, તેથી વિરતિ, અને તેથી આશ્રવ નિરોધ. તે સંવર તેથી તપ. તપથી નિર્જરા અને તેથી ક્રિયા નિવૃત્ત. તેનું ફળ અયોગીપણું અને તેનાથી ભવ પરંપરા ક્ષય થાય છે. અને તેનાથી મોક્ષ તે બધાં કલ્યાણનું મૂળ વિનય છે. તે જ્ઞાનાદિ ભેદે સાત

પ્રકારે છે. તે આ પ્રમાણે જ્ઞાન, દર્શન, ચારિત્ર, મન, વચન, કાયા, ઉપચાર સંબંધી એટલે મતિ, શ્રુત વિગેરે પાંચ પ્રકારનું જ્ઞાન છે એમ શ્રદ્ધા કરવી, ભક્તિ, બહુમાન, સમ્યક્ પ્રકારે ભાવવું, વિધિથી ગ્રહણ કરવું, અને અભ્યાસ કરવો તે જીનેશ્વરે કહેલો વિનય છે. હવે શુશ્રૂષા અને આશાતના એ બે પ્રકારે છે. દર્શનનો વિનય છે. દર્શન ગુણમાં જે અધિક હોય તેની સેવા કરવી. તથા સત્કાર, અભ્યુત્થાન, સન્માન, આસનનો અભિગ્રહ આસન આપવું, કૃતિકર્મ (વંદન) તથા અંજલિગ્રહ. આવનારની સામે જવું, ઉભા રહેનારની પર્યુપાસના કરવી, જનારની પછ-વાડે જવું તે શુશ્રુષા વિનય. સત્કાર તે સ્તવન, વંદન, વિગેરે અભ્યુત્થાન (ઉભાં થવું) તે જ્યાં દેખાય ત્યાંજ કરવું. સન્માન તે વસ્ત્ર, પાત્ર વિગેરે આપવું. પૂજન તે આસનનો અભિગ્રહ, પછી બેસતાં, આદર વડે આસન આપી કહેવું કે બિરાજો. આસનનું અનુપ્રદાન એટલે એક સ્થાનથી બીજે સ્થાને જાય તો સાથે મૂકવા જવું. કૃતિ કર્મ એટલે વંદણાં આપવાં એ પ્રસિદ્ધ છે. અનાશાતના વિનય, તે પંદર પ્રકારે છે. તીર્થંકર, ધર્માચાર્ય, વાચક, સ્થવિર, કુલ, ગણ, સંઘ, સાંભોગીક, ક્રિયા, મતિજ્ઞાન વિગેરેમાં છે. અસ્તિવાદ કહે છે, જેમકે અસ્તિ (છે) માયા તથા જીવો છે વિગેરે. જો એમ શ્રદ્ધા ન કરે તો અથવા બીજી રીતે બોલે તો ક્રિયાની આશાતના થાય છે. અહિં ભા-વના કહે છે. તીર્થંકરની આશાતના ન કરવાથી તીર્થંકરે કહેલા ધર્મનું બહુમાનપણું થાય છે. એજ ગુણ પ્રાપ્તિનું લક્ષણ એ પ્રમાણે બધે સમજવું.

ભાવના—દર્શન વિનયમાં પ્રાયઃ તીર્થંકર, કેવલ જ્ઞાની વિગેરે ધર્મમાં સ્થિર કરનાર પુરૂષોની ભક્તિ, બહુમાન, તથા ગુણોની સ્તુતિ, ભક્તામર વિગેરે સમજીને ગાવાં તે. હવે ચારિત્રનો વિનય કહે છે. સામાયિક વિગેરે પાંચ ચારિત્રની શ્રદ્ધા કરવી તથા તે આદરનાર પુરૂષનો કાયા (મસ્તક) વડે સ્પર્શ કરવો તથા ભવ્ય જીવો આગળ તેમના ગુણ ગાવા, તથા મન વચન કાયાનો વિનય બધા કાળમાં આચાર્ય વિગેરેનો કરવો, અને અને ખરાબ ધ્યાનને અટકાવી શુભ ધ્યાન કરવું, વિહારમાં થાકીને આચાર્ય વિગેરે આવ્યા હોય અથવા રોગથી પીડિત હોય તો માથાથી તે પગ સુધીનો તેમનો વિશ્રમણ (થાક ઉતરે તેમ) કરવું આ ઉપચારક વિનય સમાસથી કહ્યો. તેમાં સ્થાન એટલે ભણનારે આચાર્યથી ઘણે દૂર કે ઘણું પાસે ન બેસવું, તથા તેમને અનુકુળ રીતે ભણવું. તથા વંદના પૂર્વક આચાર્યને પ્રસન્ન કરી સૂત્ર અર્થ લેવો. પણ એકલી નિર્જરાના હેતુથી આહારાદિ માટે યતના ન કરવી. એટલે નિર્જરા પણ થશે અને ગુરૂ પ્રસન્ન થઈ સારૂં ભણાવશે. તે બંને નિમિત્તે કરવું. વળી સમ્યક્ પદ અર્થ એ અમને શીખવે છે માટે મોટો ઉપકાર તેમનો છે માટે તે પ્રસન્ન થાય તેમ કરવું. બાકીની વાતો પ્રસિદ્ધ છે. હવે વેયાવચ્ચ કહે છે. વૈયાવચ્ચ એટલે વ્યાપૃત ભાવ. તે અહિં ધર્મ સાધનનું કારણ છે. એટલે ભણાવનારને વિધિ વડે અન્ન વસ્ત્ર વિગેરે પૂરાં પાડવાં ૧. આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, તપસ્વી, માંદો, નવો દીક્ષિત, સાધર્મિક, કુલ, ગણ, સંઘ એ દશની વેયાવચ્ચ કરવી. આચાર્ય પાંચ પ્રકારના છે

પ્રવ્રાજનાચાર્ય. ( દિક્ષા આપનતર ). ૨ દિશાચાર્ય. ૩ સૂત્રના ઉદ્દેશા આપનાર. ઉદ્દેશનાચાર્ય. ૪ સમુદ્દેશનાચાર્ય ૫ વાચનાચાર્ય એ પ્રસિદ્ધ છે. સ્થવિર એટલે ગચ્છની સારી હાલત રાખે અથવા ઉમ્મર, જ્ઞાન , કે ચારિત્રના પર્યાય વડે વૃદ્ધ હોય. તપસ્વી તે ઉગ્ર તપસ્યા કરે તથા ચારિત્રમાં અનુરક્ત રહે. ગ્લાન એટલે માંદા, શિક્ષક એટલે નવો દિક્ષિત. સાધર્મિકના ૪ ભેદ છે. ૧ પ્રવચનથી ન લિંગથી ૨ ન પ્રવચનથી લિંગથી ૩ લિંગથી અને પ્રવચનથી ૪ ન લિંગથી ન પ્રવચનથી. કુલ, ગણ, સંઘ એ પ્રસિદ્ધ છે. હવે સ્વાધ્યાય કહે છે. તે પાંચ પ્રકારે છે. વાચના, પૃચ્છના, પરિવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મ કથા. વાચના એટલે શિષ્યોને ભણાવવું તે. પૃચ્છના તે સૂત્ર અથવા અર્થને પૂછવું તે. પર્યટન એટલે ભણેલાને ગણી જવું. અનુપ્રેક્ષા એટલે મનમાં ગણવું વિચારવું પણ મોઢેથી બોલવું નહિ, ધર્મ કથા એટલે અહિંસા વિગેરે લક્ષણ યુકત સર્વજ્ઞ પ્રણીત ધર્મનું વ્યાખ્યાન કરવું તે (જેમાં બીજાને વૈરાગ્ય થાય અને મોક્ષાભિલાષી બને). હવે ધ્યાન કહે છે. તે ચાર પ્રકારે છે. આર્ત ધ્યાન, રૌદ્ર ધ્યાન, ધર્મ ધ્યાન અને શુકલ ધ્યાન તેમાં રાજ્ય, ઉપભોગ, શયન, આસન, વાહન, સ્ત્રી, સુગંધી, માળા, મણિ, રત્ન, દાગીના તેમાં મોહના ઉદયથી ઇચ્છા-અભિલાષા થાય છે તેને વિદ્વાનો આર્તધ્યાન કહે છે (અનુકુળનો રાગ અને પ્રતિકુળનો ખેદ તે આર્તધ્યાન છે). તથા બીજાનું સંછેદન, બાળવું, ભાગવું, મારવા વડે બાંધવું, પ્રહાર, દમન તથા વિનિકૂંતન ક્રૂરતાથી જે ખુશ થાય છે અને દયા લાવતો નથી અને પારકાને દુઃખ આ-

પવા સંબંધી ધ્યાન કરે છે તે રૌદ્ર ધ્યાન જાણવું. આવું જ્ઞાની કહે છે. ૩ સૂત્ર અર્થ સાધવાને તથા મહાવ્રત ધારણ કરવામાં અને બંધનોનો છુટકારો કરવાના હેતુ રૂપ જે વિચારો-ચિંતા થાય તે, તથા પાંચે ઇંદ્રિઓને જીતવી, સર્વ જીવોમાં દયા રાખવી તેને પંડિતો ધર્મધ્યાન કહે છે. તથા ઇંદ્રિઓ મોહક વિષયોમાં પણ પરાઙ્મુખ રહે અને સંકલ્પ, કલ્પના, વિકલ્પ, વિકાર દોષો તથા તેના વ્યાપારથી રહિત જેનો આત્મા શાંત છે તેને પંડિતો ઉત્તમ શ્રેષ્ઠ એવું શુકલધ્યાન કહે છે. આ ચારેનું ફળ કહે છે. આર્ત્ત ધ્યાનથી તિર્યંચ થાય, રૌદ્ર ધ્યાનથી નરક પ્રાપ્તિ, ધર્મ ધ્યાનથી દેવ ગતિ અને શુભ ફળ છે, પણ શુકલ ધ્યાનથી તો જન્મનો ક્ષય અર્થાત્ મોક્ષ મળે છે. તેથી વ્યાધિ રોગનો નાશ કરનાર, હિતકારી, સંસારનો છેદ કરનાર અને કર્મ રજને દૂર કરનાર એવા શુકલ ધ્યાનમાં પંડિત પુરૂષો પ્રયત્ન કરે છે. ધ્યાન શતકથી આનો વિશેષ અધિકાર જાણી લેવો. કાઉસગ્ગ દ્રવ્યથી ને ભાવથી એમ બે પ્રકારે છે. દ્રવ્યથી ચાર પ્રકારે છે-ગુણ, શરીર, ઉપધિ અને આહારથી, અને ભાવથી ક્રોધાદિ વિગેરેનો ત્યાગ છે. કહ્યું છે કે દ્રવ્યભાવ તે દ્રવ્યથી ચાર પ્રકારે અને ભાવથી ક્રોધાદિકનો ત્યાગ કરે વિગેરે. તે ઉપર કહ્યા પ્રમાણે છે. કાળમાં, ગણ, અને દેહનું, અતિરિક્ત, અશુદ્ધ ભક્ત પાન વિગેરેનો ત્યાગ કરવો જો સ્વશિષ્ય સંભાળનારા હોય ત્યારે ગુરૂ તેને સોંપી પોતે અનશન કરે). ભાવથી ક્રોધાદિકનો ત્યાગ કરવો. આ પ્રાયશ્ચિત્તથી માંડી કાઉસગ્ગ સુધી જે અભ્યંતર તપ છે તે લૌકિક મતવાળા જાણતા નથી અને

જાણવાવાળા પણ મોક્ષને વાસ્તે યથા યોગ્ય તે આદરતા નથી, આથી જૈન મતવાળા તેને અભ્યંતર તપ કહે છે. બાકીના પદોનો અર્થ પ્રકટ હોવાથી સૂત્ર પદને સ્પર્શી તે નિર્યુક્તિકારે નથી કહ્યો; પણ બુદ્ધિમાને તે પોતાની મેળે વિચારી લેવો. વાદીની શંકા—'ધર્મ એ ઉત્કૃષ્ટ મંગળ છે. તેમાં ધર્મ ગૃહણમાં અહિંસા સંયમ લેવાં તે અયુક્ત છે. કારણકે અહિંસા વિગેરે ધર્મમાં સંપૂર્ણ રીતે રહેલ છે.' આચાર્યનું સમાધાન–'એમ નહિં. અહિંસા તે ધર્મનું કારણપણું, અને ધર્મ તે કાર્ય પણું હોવાથી તે કાર્ય કારણમાં કંઇક ભેદ છે. અને કંઇક ભેદ તે આ છે. તેનો દ્રવ્ય પર્યાય તે ઉભય રૂપ હોવાથી બતાવ્યો છે. કહ્યું છે કે પૃથ્વીથી વિશિષ્ટ ઘડો નથી તેથી તે એક બીજાથી જુદાં નથી પણ માટીનો બનેલો ઘડો તે પહેલાં માટી અને પછી ઘડો તેથી ઘડો માટીથી જૂદો પણ કંઈ અંશે કહેવાય તેથી અહિંસા વિગેરે જૂદાં બતાવ્યાં. વળી ગમ્યાદિ ધર્મ જે પૂર્વે અનેક પ્રકારે બતાવ્યો તેનાથી આ અહિંસા ધર્મ જૂદો છે તે લોકોત્તરપણું બતાવવા માટે લૌકિક ધર્મથી જુદો પાડવા અહિંસાદિ લક્ષણ બતાવવું તે ઠીક છે. વાદીની શંકા-'અહિંસા, સંયમ, તપરૂપ ધર્મ ઉકૃષ્ટ મંગળ છે એવું વચન તે આજ્ઞાસિદ્ધ છે કે યુક્તિ સિદ્ધ પણ છે? નિર્યુક્તિકાર ઉત્તર આપે છે.

**जिण वयणं सिद्धं चेव भण्णए कत्थई उदाहरणं।**
**जासज्ज उ सोयारं हेऊऽवि कहिंचि भणेज्जा ॥४९॥**

પૂર્વે કહેલા સ્વરૂપવાળા જીન તેમનું વચન આજ્ઞા વડે સિદ્ધ–સાચુંજ છે તે પ્રખ્યાત છે, તે વિચાર્યા વિનાજ સિદ્ધ–

વિશ્વાસપાત્ર છે કારણકે રાગદ્વેષથી રહિત તે જીન છે અને રાગી વિગેરેનું વચન સત્ય હોવાનો અસંભવ છે. કહ્યું છે કે રાગ દ્વેષ અને મોહથી જે વાક્ય બોલાય તે જુઠું. જેને આ દોષ નથી તેને જુઠનું કારણ શું છે? વિગેરે છે તો પણ તેવા સાંભળનારાઓની અપેક્ષાથી ક્યાંક ઉદાહરણ કહીએ છીએ, પણ નિયોગથી નહિ. 'તુ શબ્દ સાંભળનારનું વિશેષપણું બનાવે છે કે સાંભળનાર કેવો છે? તિક્ષ્ણ બુદ્ધિવાળો કે મધ્યમ બુદ્ધિવાળો? અલ્પ બુદ્ધિવાળા માટે નહિ, કારણકે બુદ્ધિમાન હેતુ માત્રના ઉપન્યાસ વડેજ ઘણા ઘણા અર્થને માટે ગમન કરી શકે છે. મધ્યમ બુદ્ધિવાળો તેના વડેજ બોધ પામે છે પણ બીજો નહિ, તેમાં સાધ્ય, સાધન, અન્વય, વ્યતિરેક બતાવવું તે ઉદાહરણ કહેવાય. તે દષ્ટાંત જાણવો. સાધ્ય ધર્મ તે અન્વય, વ્યતિરેક લક્ષણ, હેતુ. અહિં હેતુને ઉલ્લંઘીને પેલું ઉદાહરણ કહેવું તે ન્યાયને અનુસરી તેના બલવડેજ હેતુનો સાધ્ય અર્થ અને તેનું સાધકપણું તેનો સ્વીકાર થાય છે. કોઇ જગ્યાએ હેતુ કહ્યા વિના પણ દષ્ટાંત કહેવાય. અથવા ન્યાય બતાવવા માટે પણ કહેવાય. જેમ ગતિ પરિણામને પરિણમેલા જીવ પુદ્ગલોને ગતિના આધાર રૂપ ધર્માસ્તિકાય છે. જેમ ચક્ષુવાળા જ્ઞાનને દીવાની માફક (એટલે આંખો હોય અને જ્ઞાન હોય તોજ દીવો કામ લાગે) કહ્યું છે કે જેમ જ્ઞાન અને આંખોવાળાને દીવો સહાયક છે તેમ જીવ અને પુદ્ગલોની ગતિના ઉદ્ગમનનું કારણ ધર્માસ્તિકાય છે. તે જીવ વિગેરેને સાહાય કરે છે. કોઇ વાર હેતુ એકલોજ કહેવાય છે. દષ્ટાંત નથી કહેતા. જેમકે આ મારો

ઘોડો છે કારણકે તેને લાંબું વિગેરે પ્રસિદ્ધ ચિન્હ છે. બીજામાં બીજી રીતે દેખાતું નથી તેથી આ મારોજ છે.

**कत्थइ पंचावयवं दसहा वा सव्वहा न पडिसिद्धं ।**
**नय पुण सव्वं भण्णइ हंदी सविआरमक्खायं ॥५०॥**

અર્થ—કોઈ સ્થળે સાંભળનારની અપેક્ષાએ પાંચે અવયવ કહેવાય છે તો કોઇ સ્થળે દશ અવયવ, બધી રીતે ગુરૂ અને સાંભળનારની અપેક્ષાએ છે, પણ પ્રતિષિદ્ધ ઉદાહરણ વિગેરે નથી એટલું વાકય શેષ છે. જોકે વિરોધ નથી તો પણ અવિશેષ વડેજ છે. પણ સરલ ઉદાહરણ વિગેરે કહેતાં નથી. શા માટે? તે કહે છે. અહિં તે પાસે બતાવવા માટે. શું પાસે બનાવે છે? જેના વડે અહિં અથવા બીજે જુદા શાસ્ત્રોમાં પ્રતિપક્ષ થાય. અહિં કહેલું તે અનુક્રમે ઉદાહરણ વિગેરેથી કહેલું છે એમ જાણીએ છીએ. પાંચ અવયવ તે આ છે-પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમ, ન્યાયદર્શન ૧-૧-૩૨ સૂત્ર પ્રમાણે છે. દશ પ્રતિજ્ઞા વિભકિત વિગેરે આગળ કહેશે. એમના પ્રયોગો લંબાણ ન કરવા ખાતર અહિં ન કહેતાં જરૂર પડશે ત્યાં કહીશું. હવે જિન વચન સિદ્ધ છે તે કોઇ સ્થળે ઉદાહરણ કહે છે વિગેરે તેમાં ઉદાહરણ અને હેતુનું સ્વરૂપ કહે છે.

**तत्थाहरणं दुविहं चउव्विहं होइ एक्कमेक्कंतु ।**
**हे उ चउव्विहो खलु, तेण उ साहिज्जए अत्थो ॥ ५१ ॥**

'તત્ર' શબ્દ વાકયનો ઉપન્યાસ બતાવનાર છે અથવા નિશ્ચય વાચક છે. ઉદાહરણ પૂર્વની માફક છે, તે મૂળ ભેદથી બે પ્રકારે છે. એટલે એક બનેલું અને બીજું સમજાવવા માટે

બનાવટી. હવે એમાં ઉત્તર ભેદ જે ચાર પ્રકારે છે તે કહે છે. તે બેનાજ ઉદાહરણ, આહરણ ૧ તેનો દેશ. ૨ તેનો દોષ ૩ તેનો ઉપન્યાસ ૪ એ ચાર ભેદ આગળ કહીશું.

ઇચ્છિત ધર્મ વિશિષ્ટ અર્થને પમાડે તે હેતુ. તે ચાર પ્રકારે છે. 'ખલુ' શબ્દ વ્યક્તિ ભેદથી અનેક પ્રકારનો વિશેષ અર્થ બતાવનાર છે. 'તુ' શબ્દનો પુનઃ શબ્દાર્થ છે. તે હેતુ વડે સાધ્ય અર્થ અવિનાભાવના બલ વડે સધાય છે, કરાય છે અથવા જણાય છે. અર્થ એટલે જે સાધ્ય કરવાનું તે પ્રતિજ્ઞા છે. હવે જૂદા જૂદા દેશમાં જન્મેલા શિષ્યોના સમુદાયના હિત માટે ઉદાહરણના એક અર્થમાં વપરાતા પર્યાયવાચી શબ્દો કહે છે.

**नायमुदाहरणंति अ, दिट्ठंतोवम निदरिसणं तह य।**
**एगट्ठं तं दुविहं, चउव्विहं चेव नायव्वं ॥ ९२ ॥**

જ્ઞાત, જે વડે દ્રષ્ટાંત આપવાનો અર્થ જણાય તે. અધિકરણમાં નિષ્ટા પ્રત્યય છે. તે પ્રમાણે જે વડે ઉદાહરણ કરાય અને ઇચ્છિત અર્થ પમાય તે ઉદાહરણ. દષ્ટાંત એટલે જોયેલા અર્થને અંત સુધી લઇ જાય અતીંદ્રિય એટલે પ્રમાણથી ન ન દેખાયલું સંવેદન નિષ્ઠાને પહોંચાડે તે દષ્ટાંત છે. જેના દાર્ષ્ટાંતિક અર્થ ઉપમા વડે કરાય તે ઉપમાન. તથા નિદર્શન એટલે જે નિશ્ચય વડે દાર્ષ્ટાંતિક જ અર્થ થાય તે છે. આ બધા એક અર્થવાળા છે. પૂર્વે કહેલું આ બંને પ્રકારનું ઉદાહરણ તથા ચાર પ્રકારનું પ્રત્યેક જાણવું. સામાન્ય વિશેષથી કંઇક અંશે એકપણું હોવાથી. તેથી સામાન્યનું પણ પ્રધાનપણું બતાવવા એક વચનનું કહેવું છે તે પ્રમાણે એકાર્થ છે. અહિં બહુ કહેવાનું છે.

પણ ગ્રંથ વિસ્તાર ભયથી નથી કહેતા. હવે બે પ્રકારનું ઉદાહરણ કહે છે.

## ઉદાહરણ

**चरिअं च कप्पिअं वा दुविहं ततो चउव्विहक्केक्कं ।**
**आहरणे तद्देसे तद्दोसे चेवुवन्नासे ॥ ५३ ॥**

**ટીકાનો અર્થ**—બનેલું અને કલ્પિત એમ બે પ્રકારે છે. જેમાં ચરિત એટલે બનેલું જે વડે કહેવાના અર્થને માનવામાં આવે. દાખલા તરીકે નિયાણું કરવું તે દુઃખ માટે છે. જેમ બ્રહ્મદત્તે કરી દુખ ભોગવ્યું. વળી કલ્પિત તે પોતાની બુદ્ધિ કલ્પનારૂપ શિલ્પવડે બનાવી દેવું. તેના વડે કોઇને કહેવાના અર્થની ખાત્રી થાય. જેમકે પીપળાના પાનથી અનિત્યતા બતાવે છે. કહ્યું છે કે, જેમ તમે તેમ અમે પૂર્વે હતા અને અમે જેમ પડ્યા છીએ તેમ તમારે પડવાનું છે આવું સૂકાયલાં પડતાં પાંદડાં નવાં પાંદડાંની કુંપળોને કહે છે. આ કલ્પિત દ્રષ્ટાંતમાં પાંદડાં કંઈ બોલતાં નથી પણ નવ યુવકો અહંકાર કરતા હોય તે ભવ્ય સત્ત્વ હોય તો તેમના બોધ માટે છે વિગેરે. હવે આ ઉદાહરણ તે દ્રષ્ટાંત કહેવાય. તેનું સાધ્ય જે અનુગમાદિ લક્ષણ છે. હવે દ્રષ્ટાંત કહે છે. તેનું સાધ્ય અનુગમ વિગેરે લક્ષણ છે. કહ્યું છે કે સાધ્યવડે હેતુના અનુગમને સાધ્યના અભાવમાં નથી. પણ તે દ્રષ્ટાંત કહેવાય. તે સાધર્મ્ય અને તે સીવાયનો બીજો વૈધર્મ્ય એમ બે પ્રકારે છે પણ અત્રે લક્ષ્યનો અભાવ હોવાથી શા માટે ઉદાહરણ પણું કહેવાય ? ઉત્તર–તેમાં પણ કંઇક અંશે સાધ્યના અનુગમવડે દાર્ષ્ટાંતિક અર્થના સ્વીકારની ખાત્રીના

ફળથી ઉદાહરણ છે. અહિં પણ તે છે જ એમ કહીનેજ તે ઉદાહરણપણું કેમ નહિ ? પ્રતિપત્તિનું અનુગમ વિગેરે લક્ષણ પણ સામાન્ય વિશેષ ઉભય રૂપ અનંતધર્મવાળી વસ્તુમાં છતાં કંઈક ભેદવાળાનેજ યોજી શકાય. બીજાને નહિ. એકાંત ભેદ જે અભેદનો તેમાં અભાવ છે. જેમકે સર્વથા પ્રતિજ્ઞા, દ્રષ્ટાંત અ-ર્થના ભેદવાળા વાદીને અનુગમથી નિશ્ચયે ઘટાડેલ કૃતકપણાથી અત્યંતપણાના પ્રતિબંધનું દર્શન તે ચાલતી બાબતમાં અનુ-પયોગી છે. (કારણ કે) ભિન્ન વસ્તુનો ધર્મ હોવાથી અને સા-માન્યમાં પરિકલ્પિતપણાનું અસત્ત્વપણું હોવાથી આ પણ તેના બળ વડે સાધ્ય અર્થ પ્રતિબંધની કલ્પ । છતાં અતિ પ્રસંગનો દોષ આવે. અહિં બહુ કહેવાનું છે. તે ગ્રંથ વિસ્તાર ભયથી નથી કહેતા.

આ પ્રમાણે એકાંત અભેદવાદીને પણ તેનો અભાવ જાણવો, પણ અનેકાંતવાદી વસ્તુને અનંત ધર્મવાળી માનતાં તેના તેના ધર્મના સામર્થ્યપણાથી તે તે વસ્તુઓના પ્રતિબંધના બળ વડેજ તે તે વસ્તુઓનો ગમક (મેળવનાર) થાય છે. બીજી રીતે તેનો તેમાં તે સંબંધી સ્વીકારનો અભાવ છે. આટલુંજ બસ છે. હવે ચાલુ વિષય કહેવામાં આવે છે. વિધિ વડે ચરિત અને કલ્પિત એમ બે પ્રકારનાં ઉદાહરણ કહ્યાં. હવે દરેકના ચાર પ્રકાર કહે છે. ૧ ઉદાહરણ ૨ તેનો દેશ. ૩ તેનો દોષ ૪ ઉપન્યાસ. તેમાં ઉદાહરણનો શબ્દાર્થ કહ્યો છે. તેના દેશ, દોષ તથા ઉપન્યાસને કહીએ છીએ. ભાગ એટલે દેશ, દોષ એટલે ભૂલ અને ઉપન્યાસ તે વસ્તુ આશ્રી લક્ષણવાળો આગળ કહેવાશે. હવે ઉદાહરણ કહે છે.

**चउहा खलु आहरणं, होइ अवाओ उवाय ठवणा य।**
**तह य पडुप्पन्न विणास, मेव पढमे चउविगप्पं ॥८४॥**

**ટીકાનો અર્થ**—ઉદાહરણ ચાર પ્રકારે છે અથવા વિચાર કરતાં ઉદાહરણના ૪ ભેદ છે. જેમકે અપાય, ઉપાય, સ્થાપના અને પ્રત્યુત્પન્ન વિનાશજ. એનું વિસ્તારથી વર્ણન નિર્યુક્તિકાર કહેશેજ. પહેલાં અપાયનું ઉદાહરણ ચાર વિકલ્પવાળું છે. તે અપાય ચાર પ્રકારનો નીચે પ્રમાણે છે. ૧ દ્રવ્ય અપાય ૨ ક્ષેત્ર અપાય ૩ કાળ અપાય ૪ ભાવ અપાય. તેમાં દ્રવ્યનો અપાય તે દ્રવ્યાપાય છે. અપાય એટલે અનિષ્ઠ પ્રાપ્તિ (નુકસાન) અથવા દ્રવ્યજ અપાય અર્થાત્ દ્રવ્ય પોતે નુકસાનનો હેતુ થાય છે તે. એ પ્રમાણે ક્ષેત્રમાં અથવા ક્ષેત્રથી પીડા થાય તે ક્ષેત્ર અપાય. એ પ્રમાણે બીજામાં જાણી લેવું. દ્રવ્યાપાયની વાત કહે છે.

**दव्वावाए दोन्नि उवाणिअग्गा भायरो धणनिमित्तं।**
**वहपरिणएक्कमेक्कं दहंमि मच्छेण निव्वेओ ॥ ८८ ॥**

દ્રવ્ય અપાયના બે દૃષ્ટાંત કહે છે. 'તુ' શબ્દથી બીજા પણ જાણવા. જેમકે બે ભાઇઓ ધન માટે એક બીજાને મારવા તૈયાર થયા. તે કુંડમાંના મત્સ્ય વડે વૈરાગ્ય પામ્યા. ગાથાનો અર્થ સમાપ્ત. એનો ભાવાર્થ આ કથાથી જાણવો. તે કહે છે કોઈ એક સન્નિવેશમાં બે ભાઇઓ મહા દરિદ્રી હતા. તેઓએ સોરઠ દેશમાં જઇ એક હજાર રૂપીઆ પેદા કરી વાંસળીમાં ભર્યા અને તે લઇને બન્ને જણ પોતાને ગામ આવ્યા. રસ્તામાં બન્ને જણ વારા ફરતી તે વાંસળીને ઉંચકે છે. એક વખત જ્યારે એકના હાથમાં કોથળી હતી ત્યારે બીજો ચિંત્વન કરે છે કે

એને મારું તો રૂપીઆ મારા થઇ જાય ! બીજાએ પણ તેજ વિચાર કર્યો. ત્યાર પછી બન્નેના એવા વિચાર ચાલતા હતા તેવામાં તેઓ એક ગામની સમીપે આવ્યા. નદીના તટમાં મોટા ભાઇની વાંસળી ઉપાડવાની વારી આવી, તે કહેવા લાગ્યો ધિક્કાર હો મને કે મેં મારા ભાઇનો વિનાશ ચિંતવ્યો.' એમ કહી પોકે પોક મૂકી રડવા લાગ્યો. બીજે પૂછયું, 'કેમ રડે છે' ? તેણે ખરું કહ્યું. તે બોલ્યો, 'મને પણ એવોજ વિચાર થયો હતો. મને પણ ધિક્કાર છે' એમ કહી બન્ને જણે તે વાંસળી કુંડમાં ફેંકી દીધી અને તેઓ ઘેર આવ્યા. તે માછલું વાંસળી ગળી ગયું. અને માછી તેને મારી મહોલ્લામાં વેચવા લઈ ગયો. આ બે ભાઈઓની માએ તે માછલું લાવવાને દાસી (બહેન) ને મહોલ્લામાં મોકલી કે જેથી ભાઈને ભોજન અપાય. દાસીના હાથમાં તેજ માછલું આવ્યું. માછલાંને ચીરતાં અંદરથી તેણે વાંસળી જોઈ. તેણે વિચાર્યું, 'આ મારી થાઓ.' એમ વિચારી તે તેણે ખોળામાં છૂપાવવાનું કર્યું. બુઢ્ઢી ડોસીએ તે જોઇને કહ્યું, 'ખોળામાં તેં શું છૂપાવ્યું ? પણ દાસી લોભણી બની કંઈ બોલી નહિ. પછી બન્ને જણ લડયાં. દાસીએ મર્મ પ્રદેશમાં છરી મારી તેથી બુઢ્ઢી મરી ગઈ. બે ભાઇઓએ આ વાત જાણીને તથા માને મરેલી જોઇ વિચાર્યું કે દ્રવ્ય દુઃખદાયી છે. તેથી તે બન્નેને વૈરાગ્ય થવાથી તે બાઇને કોઈની સાથે પરણાવીને બન્નેએ દિક્ષા લીધી. (અહિં દાસી અને ભગિની એકજ અર્થમાં વપરાયાં છે.)

લૌકિકમાં પણ કહેવાય છે કે ધન પ્રાપ્તિમાં દુઃખ ત્યાર પછી તેના રક્ષણમાં દુઃખ અને તે ખરચતાં પણ દુઃખ થાય છે.

માટે દુઃખને વધારનારૂં દ્રવ્ય તેને ધિક્કાર હો. વળી બહુ દુઃખવાળું પાપ રૂપ જે ધન તેને ત્યજીને જેઓએ તપોવનનો આશ્રય લીધેલ છે તે મહાસત્વવાળા તપસ્વીઓ ને ધન્યવાદ છે. વિગેરે. આટલું ચાલતી વાતમાં ઉપયોગી છે. હવે ક્ષેત્ર અપાય કહે છે.

**खेत्तंमि अवक्कमणं, दसारवग्गस्स होइ अवरेणं ।**
**दीवायणो अकाळे, भावे मंडुक्किआ खवओ ॥:९६ ॥**

ક્ષેત્ર દ્વારનો વિચાર તે ક્ષેત્રથી અપાય અથવા ક્ષેત્રજ પોતે તેનું કારણ થાય. તેનું ઉદાહરણ અપક્રમણ (બીજે સ્થળે જવું), દશા વર્ગ એટલે દશ દશારણ વિગેરે અક્ષરાર્થ છે. તેનો ભાવાર્થ કથાથી જાણવો. તે કહીશું. તથા દ્વીપાયન ઋષિનો અધિકાર કાળને આશ્રી છે. અહિં કાળથી અપાય તે કાળ અપાય છે. અથવા કાળજ તેનું કારણ થાય છે. ભાવાર્થ કથાથી જાણવો. તે કહીશું. તથા ભાવથી દેડકું મારનાર સાધુ એ ભાવ અપાય છે. તે ભાવથી અથવા ભાવ તેનું કારણ થાય. તેનો પણ અધિકાર કથાથી જાણવો તે કહીશું.

## ક્ષેત્ર અપાયનું ઉદાહરણ.

દશ દશારણ હરિવંશના રાજા જેમની મોટી કથા હરિવંશમાં છે તેમાંનું ઉપયોગીજ કહીએ છીએ. કંસને માર્યા પછી તેના સસરા જરાસંઘે તેનું વૈર લેવા તૈયારી કરવાથી મથુરામાંથી દશે ભાઇ નાસીને દ્વારકા ગયા. ચાલુ યોજનાને નિર્યુક્તિકાર પોતે કહે છે. શા માટે અકાંડ પ્રયાસ આ વખતે કરીએ? એટલે (મથુરા દુઃખનું કારણ) તે મૂકી દીધું.

## કાળ અપાયનું ઉદાહરણ.

જ્યારે કૃષ્ણે નેમનાથને પૂછયું ત્યારે નેમનાથજીએ કહ્યું કે બાર વરસે દ્વીપાયનથી દ્વારકા નગરી નાશ પામશે તે વખતે ઉદ્યોતતરા નામની નગરીમાં દ્વીપાયન ઋષિએ લોક પરંપરાથી આ વાત સાંભળી પોતાનાથી એ નગરીનો નાશ ન થાય માટે બાર વરસ સુધી બીજે જવું સારૂં. આમ વિચારી ઉત્તરના દેશમાં ગયો. ભૂલથી કાળની ખબર ન પડતાં બારમે વરસે પાછો આવ્યો શાંબ અને પ્રદ્યુમને તેને જોઈ ખુબ માર્યો. ઘણો માર લાગવાથી તે નિયાણું કરી દેવતા થયો. અને તેણે દ્વારકા બાળી મૂકી. આ કાળ અપાય છે. કારણ કે જીનેશ્વરે કહેલાં વચનોમાં ફેર ન પડે.

## ભાવ અપાયનું ઉદાહરણ

શિષ્ય સાથે ગોચરી જતાં એક તપસ્વીથી પ્રમાદને લીધે દેડકી મરી. શિષ્યે સૂચવ્યું કે તમારાથી દેડકી મરી. તપસ્વી બોલ્યો, 'રે દુષ્ટ ચેલા, ઘણા કાળથી આ તો મરેલી છે.' પછી બન્ને ગયા. પડિક્કમણમાં સાંજે બુઢ્ઢા તપસ્વીને મારેલી દેડકી યાદ ન આવી ત્યારે ચેલાએ તે સંભાર્યું. અને કહ્યું, 'હે તપસ્વી ! દેડકીની આલોચના લો.' તપસ્વી રીસાયો અને ચેલાને મારવા બળખાનું વાસણ લઇ દોડયો, અંધારામાં અને રાત હોવાથી થાંભલા સાથે અથડાઇને અને જોરથી દોડતાં વધારે લાગવાથી તે મરણ પામ્યો. જ્યોતિષિમાં તે દેવતા થયો. અને ત્યાંથી ચ્યવીને દૃષ્ટિવિષસર્પના કુળમાં દૃષ્ટિ વિષ સર્પ થયો તે વખતે ત્યાં રાજપુત્ર ફરતો હતો, તેવા દૃષ્ટિવિષમાંનો કોઈ

એક સર્પ તે રાજપુત્રને કરડયો. આથી સાપ પકડનારે વિદ્યાથી બધા સાપને બોલાવ્યા અને કુંડાળામાં એકઠા કર્યા. પછી કહ્યું, 'બાકીના બધા જતા રહો. જેણે રાજપુત્રને કરડયો હોય તેજ રહો, બીજા જતા રહ્યા તે એકલો રહ્યો એટલે તેણે તેને કહ્યું 'તારૂં ઝેર પી અથવા અગ્નિમાં બળ.' તે અગંધન જાતિનો સાપ હતો. સર્પમાં બે જાત છે, એક ગંધન અને બીજી અગંધન. આ અગંધન માનવાળા હોય છે, તેથી તે અગ્નિમાં પેઠો પણ ઝેર ન પીધું. રાજપુત્ર મુઓ તેથી ક્રોધાયમાન થયેલા રાજાએ દાંડી પીટાવી કે મારી પાસે જે કોઇ સાપનું માથું લાવે તેને મહોર આપીશ. દીનારના લોભથી લોકો સાપને મારવા લાગ્યા. તે સાપના કુળમાં જ્યાં ક્ષપક સાધુ ઉત્પન્ન થયો હતો તેને જાતિ સ્મરણ જ્ઞાન હોવાથી તે રાત્રે નીકળતો હતો પણ દિવસે નિકળતો નહતો. તેનો હેતુ એવો હતો કે પોતે બીજા જીવોને ન બાળે કોઈ વખતે સાપના પકડનારને રાત્રીમાં ફરનારે આ કહ્યું, તેથી તેની સુગંધી વડે ક્ષપક સર્પનું દર શોધી કાઢયું અને ત્યાં ઉભો રહી ઔષધિથી બોલાવવા લાગ્યો. સાપ ચિંતવે છે, કે મેં કોપનું ફળ જોયું. હું જો સન્મુખ જાઉં તો પેલો બળી જશે.' તેથી પૂંછડી વડે ઉંધો ચાલવા માંડયો. તે વખતે સાપ પકડનારે તેને બહાર નીકળતાંજ મારી નાંખ્યો. માથું છેદતાં સાપ મરણ પામ્યો. આ સાપ દેવતાથી અધિષ્ઠિત હતો. તે દેવતાએ રાજાને સ્વપ્ન આપ્યું 'તું સર્પોને ન માર. જેથી નાગકુળમાંથી અવતાર લઇને તે તારો પુત્ર થશે. તેનું નામ તારે નાગદત્ત રાખવું.' તે ક્ષપક નાગ મરીને તેજ રાજાને ત્યાં પુત્ર થયો. તેનું નામ તેણે

નાગદત્ત પાડયું. તેણે બાળપણમાં દિક્ષા લીધી. પૂર્વ ભવમાં તે સાપ–તિર્યંચપણે હોવાથી ઘણો ખાવધરો હતો. તેથી સૂરજ ઉગે ને ખાવા માંડે તે સાંજ સુધી ખાય. આટલું છતાં તે શાંત મિજાજી અને ધર્મ શ્રદ્ધાવાળો હતો. ત્યાં સાધુ સમુદાયમાં ચાર મોટા તપસ્વીઓ હતા. તે ચોમાસી, ત્રણ માસી, બે માસી અને એક માસી તપ કરનારા હતા. રાત્રે દેવી વાંદવા આવી. ચારે જણ અનુક્રમે બેઠા હતા. ત્યાર પછી ક્ષુલ્લક બેઠેલો હતો, છતાં દેવીએ ક્ષુલ્લકને વાંદ્યો તેથી ચારે તપસ્વીઓ ક્રોધયમાન થયા. ચઉમાસી તપ કરનારે દેવીને પકડી લીધી અને કહ્યું, 'હે કટપૂતને, અમે તપસ્વી છતાં તું કેમ અમને વાંદતી નથી! અને ઘડો ભાત ખાનારને વાંદે છે! દેવીએ કહ્યું, 'હું ભાવ તપસ્વીને વાદું છું, પણ પૂજા સત્કાર અને માન વાંચ્છુઓને વાંદતી નથી. તેથી ચારે રીસાયા, દેવીએ વિચાર્યું કે આ નાના સાધુનેજ દુઃખ દેશે તેથી તેની પાસેજ હું રહું. તેમને હું બોધ કરીશ. બીજે દિવસે નાનો સાધુ ઠંડો આહાર લેવા ગયો પાછો આવી ગુરૂને કહી ચોમાસી તપવાળાને વિનંતિ કરી. તપસીને રીસ ચઢવાથી તેમાં થુંકયો. નાનો સાધુ કહે છે 'મારી ભૂલ થઈ કે મેં તમને થુંકવાનો પ્યાલો ન આપ્યો અને આ આપ્યું. તેથી તપસીએ રીસાઇ તેના માથા ઉપરજ રાખ અને બળખો નાંખ્યો. એમ બીજા ત્રણે પણ કર્યું. આ ચારેનું તેણે સાંખી લીધું. એટલામાં એક તપસીએ તેનો હાથ પકડી લીધો. આટલું છતાં આ ક્ષુલ્લક સાધુને ન દીનતા થઈ કે ન ક્રોધ આવ્યો. તેથી વિશુદ્ધ પરિણામથી લેશ્યા શુદ્ધિ વડે કર્મના આવરણ જે હતાં

તે ક્ષય થતાં તેને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યારે દેવીએ કહ્યું, 'તમને કેવી રીતે વાંદવા ? કારણ કે તમે ક્રોધથી હારેલ છો.' તેથી તે ક્ષપકોને પણ વૈરાગ્ય આવ્યો અને મિથ્યા દુષ્કૃત દીધું. તેઓ બોલ્યા. 'ઉપશાંત ચિત્તવાળા આ બાળકને આપણે પાપ કર્મ વડે પીડીને આશાતના કરી છે, આ પ્રમાણે પોતાને ધિક્કાર આવવાથી શુભ અધ્યવસાય વડે તેઓને પણ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું.

આ પ્રમાણે પ્રસંગથી દૃષ્ટાંત કહ્યો. તેનો ઉપનય એટલે તે-માંથી સમજવાનું એ છે કે ક્રોધાદિ અપ્રશસ્ત ભાવ કર્યાથી દુર્ગતિનો અપાય થાય. હવે પરલોક ચિંતા માટે ચાલુ બાબતમાં કહે છે.

**सिक्खगअसिक्खगाणं, संवेगथिरट्ठयाइ दोण्हंपि ।**
**दव्वाईया एवं, दंसिजंते अवाया उ ॥ ५७ ॥**

**ટીકાનો અર્થ**—શિક્ષક અને અશિક્ષક એટલે નવા જૂના સાધુ. અથવા નવો દિક્ષિત અને ગૃહસ્થી. તેમના સંવેગની સ્થિરતા માટે બંનેને આશ્રી ઉપર કહેલા ચારે અપાયો ઉપર કહેલી રીતિ વડે દેખાડે છે. તેમાં સંવેગ એટલે મોક્ષ સુખનો અભિલાષ છે. સ્થૈર્ય એટલે લીધેલાં વૃત્ત પૂરાં પાળવાં તે. તેથી કેવી રીતે દુઃખનું નિબંધન છે તે દ્રવ્ય વિગેરે જવાના બોધથી સંવેગ અને સ્થિરતા પ્રાપ્ત થાય ?

ઉત્તર—દ્રવ્યાદિનો મોહ ન રાખવો. તેથી સંવેગ થાય. વળી કહે છે.

**दविअं कारण गहिअं, विगिंचिअठ्वमसिवाइखेत्तं च ।**
**बारसहिं एस्स कालो कोहाइ विवेग भावम्मि ॥ ५८ ॥**

**ગાથાનો અર્થ**—અહિં: ઉત્સર્ગથી મુમુક્ષુએ દ્રવ્યજ અથવા અધિક વસ્ત્ર પાત્રાદિક અથવા સોનું વિગેરે છોડી દેવું, પણ નવા શિષ્યને આશ્રી કારણે ગ્રહણ કરેલું દ્રવ્ય તે પણ દિક્ષાદિ કારણ સમાપ્ત થતાં તે છોડી દેવું. તેથીજ કહ્યું છે કે દ્રવ્ય કારણને લીધે ગ્રહણ કરેલું તે છોડી દેવું. આ લોક અને પરલોકના અનેક ભયના હેતુ રૂપ અને દુઃખે કરી જેનો અંત આવે એવા આગ્રહ વિગેરે અપાયોનું હેતુપણું મધ્યસ્થ પુરૂષોએ પોતાની બુદ્ધિ વડે વિચારી લેવું ( દ્રવ્ય રાખનાર યતી, શ્રી પૂજ્યના હાલ પ્રસિદ્ધ છે છતાં મોહાંધ બની જ્ઞાન ખાતાને બહાને જેઓ પદવીધર થઈ અંધ શ્રદ્ધાળુઓને લુંટી ધન એકઠું કરી અનેક ભવ્યાત્માઓને અશ્રધ્ધાનું કારણ બની ગૃહસ્થી જેવા નિર્ભર દેખાય છે તે પ્રત્યક્ષ છે માટે ભવ્યાત્માએ તે પાપદ્રવ્યથી દૂરજ રહેવું તે શોભારૂપ છે.)

## હવે ક્ષેત્ર આશ્રી કહે છે

તે પ્રમાણે બારે વરસે ભવિષ્યકાળ એટલે કેટલા વરસમાં તે ક્ષેત્ર છોડી દેવું તેનું કારણ આ છે. અશિવાદિ એટલે ભવિષ્યમાં રોગ આવવાનો હોય તે જાણીને બાર વરસ પહેલાંજ તે દેશ છોડી દેવો. કહ્યું છે કે બાર વરસ પહેલાં સૂત્રાર્થને જાણનાર અતિશયવાળા ગીતાર્થ ભગવંતો જાણ થતાં રોગાદિ કારણે તે દેશ છોડી દે છે વિગેરે. તેમ ક્રોધ વિગેરેનો વિવેક એટલે ક્રોધ વિગેરે ન વખાણવા લાયક હોય તે નરકમાં પડવાનાં કારણરૂપ છે માટે તે છોડવાં. આ ભાવ અપાય બતાવ્યો. આ પ્રમાણે ખરી રીતે ચરણ કરણના અનુયોગનો અધિકાર લઇને અપાય

બતાવ્યો. હવે દ્રવ્યાનુયોગનો અધિકાર ધ્યાનમાં રાખી બતાવે છે.

**दव्वाइएहिं निच्चो, एगंतेणेव जेसिं अप्पा उ ।**
**होइ अभावो तेसिं, सुहदुह ! संसारमोक्खाणं ॥८९॥**

**ટીકાનો અર્થ** - દ્રવ્ય આદિ એટલે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવ વડે નારકપણાથી વિશિષ્ઠ ક્ષેત્ર અને વયઃ, અવસ્થિત, અપ્રસન્નત્વ વિગેરેથી સ્વભાવ એકાંત વડેજ સર્વથા જે વાદીઓ આત્મા (જીવ)ને અથવા અન્ય વસ્તુને માને છે તેમનામાં આ ઉપર કહેલા અપાયોનો અભાવ છે, કયા વાદીઓને અભાવ છે? કહે છે કે સુખ દુઃખ અને સંસાર મોક્ષના વાંછકોને. સુખ એટલે આહ્‌લાદનના અનુભવરૂપ સમય. અને તાપનો અનુભવ તે દુઃખ. તિર્યંચ, નર, નારક અને અમર તેમાં ભવ લેવા એટલે જન્મમરણરૂપ સંસાર અને આઠ પ્રકારના કર્મના બંધનનો વિયોગ તે મોક્ષ. હવે કોઈ પૂછે છે કે તે વાદીઓને સુખ વિગેરેનો અભાવ કેવી રીતે? ઉત્તર-તેઓ માને છે કે આત્માને હંમેશા સમાન એક સરખોજ સ્થિર રહેનાર સ્વભાવ હોવાથી જેમાં કશું પણ ઉત્પન્ન નાશ ન થાય તેવા વાદીઓને તેનો સ્વભાવ કાયમ રહે તો હંમેશાંજ ચારે ગતિમાં જ્યાં જે હોય ત્યાં કાયમ રહેવાથી તેવું ને તેવુંજ રહે અને અપ્રસન્નપણું ન છોડવાથી પૂર્વરૂપનું પ્રસન્નપણું ન થતાં દુઃખીને દુઃખ કાયમ રહ્યું. સંસારીકને સંસાર રહ્યો. એ પ્રમાણે બીજામાં પણ સમજી લેવું. આથી નિત્યવાદીને નિરૂત્તર કર્યા કે તમારૂં માનવું ખોટું છે.

**सुहदुक्ख संपओगो, न विज्जई निच्चवायपक्खंमि ।**
**एगंतुच्छेअंमि अ, सुहदुक्ख विगप्पणमजुत्तं ॥ ९० ॥**

**ટીકાનો અર્થઃ**—સુખદુઃખનો સંપ્રયોગ અથવા સારી રીતે જોડાયલો પ્રયોગ તે સંપ્રયોગ. એટલે અકલ્પિત, ન ઘટે એટલે શું? ક્યાં? તો કે નિત્યવાદ પક્ષમાં એટલે જેઓ એકાંત નિત્ય માને ત્યાં સંપ્રયોગ ન હોય. પણ જો કલ્પિત્ત હોય તો થાયજ. કેમકે નિત્યવાદી બોલે છે કે પ્રકૃતિની ઉપાધીથી પુરૂષને સુખ દુઃખ થાય છે. જેમ સ્ફટિકમાં રતાશ છે વિગેરે અથવા બીજાઓ કહે છે તેમ બુદ્ધિના પ્રતિબિંબથી એમ થાય છે, આનું કલ્પિતપણું એટલા માટે છે કે તત્ત્વથી આત્મા તદ્રુપ થવા વિના સુખાદિનો અભાવ છે. વળી ઉપધાન સંનિધિમાં પણ જેમ વિના પ્રકાશના પથરામાં રતાશ વિગેરે દેખાય છે તેમ તેનો જો વાદી સ્વીકાર કરે તો તે પૂર્વ સ્વીકારોની હાનિ છે. બુદ્ધિ પ્રતિબિંબ પક્ષ સ્વીકારે તો પણ અવિચલિત આત્માને નિરંતરજ એક સ્વભાવ હોવાથી નિરંતરજ એક રૂપની પ્રતિબિંબતા આપવી જોઇએ. અને જો સ્વભાવનો ભેદ માને તો અનિત્યતાનો પ્રસંગ આવે (અહિં નિત્યવાદીને એ દૂષણ આપ્યું કે તમે આત્મામાં પહેલાં અને પછી જરા પણ ભેદ માનશો તો તમારો મૂળ નિત્ય પક્ષ છે તેનોજ નાશ થઇ જશે.)

## અનિત્ય વાદીનુ ખંડન.

કોઇ એમ માને કે અનિત્ય એકાંત માનીએ તો ઠીક. તેને કહે છે. એકાંત અનિત્ય એટલે સર્વથા વિનાશ. અર્થાત્ અન્વય રહિત મૂળ વસ્તુનો વિકલ્પ અયુક્ત છે. એનો ભાવાર્થ એ કે એકાંત ઉચ્છેદ માનીએ તો સુખાદિનો અનુભવ કરનાર તેજ ક્ષણમાં સર્વથા ઉચ્છેદનો હેતુ હોવાથી અહેતુક પણે છે.

એટલે પહેલે ક્ષણે નાશ ગયો તેને પછીની બીજી ક્ષણ આવેજ ક્યાંથી ? તથા તેનો વિકલ્પજ ક્યાંથી થાય ? આ અપાય બતાવ્યો. (એકાંત નિત્ય અનિત્ય બન્નેનું ખંડન કરી સ્યાદ્‌વાદ યુક્ત જૈન ધર્મને બતાવ્યો કે આત્મા પોતે સુખદુઃખ અનુભવે છે.) અપાય કહી ગયા. હવે ઉપાય કહે છે. ઉપ એટલે સમીપમાં. આય એ-ટલે લાભ. એટલે વિવક્ષિત વસ્તુના સંપૂર્ણ લાભનું હેતુપણું હોવાથી તે વસ્તુનો લાભ તેજ ઉપાય. અર્થાત્ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિનો વ્યાપાર તે ચાર પ્રકારે છે. તે કહે છે.

**एमेव चउविगप्पो होइ उवाओऽवि तत्थ दव्वंमि ।**
**धातुव्वाओ पढमो, नंगलकुलिएहिं खेत्तं तु ॥६१॥**

**ટીકાનો અર્થ**—એ પ્રમાણે જેમ અપાય છે, તેમ ઉપાય ચાર પ્રકારે બતાવે છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ ઉપાય. દ્રવ્ય ઉપાયના વિચારમાં સોનું બનાવનારાનો ઉપાય તે પહેલો અને લૌકિક છે. તથા લોકોત્તરમાં રસ્તામાં ચાલતાં વિગેરે કારણથી પડી ગયેલ પડલા ને પ્રાસુક પાણીએ ધોવા અથવા ખરડાયેલ કપડું ધોવું. તે, અને હળ વિગેરે વડે ખેતર ખેડવાં તે ક્ષેત્ર ઉપાય છે. તેથી લાંગળ અને કોદાળી તેનો ઉપાય આ ક્ષેત્ર ઉપાય જાણવો તે લૌકિક છે. લોકોત્તરમાં પણ વિધિ વડે પ્રભાતમાં આહાર વિગેરે માટે ફરવું તે ક્ષેત્ર ઉપાય છે. બીજા આચાર્યો યોનિ પ્રાભૃત પ્રયોગથી સુવર્ણ બનાવવાના સંઘાત પ્રયોજન વિગેરેમાં દ્રવ્ય ઉપાયને બતાવે છે. અને વિદ્યા વિગેરેથી કુમાર્ગ (અટવી)થી છુટકારો કરવો તે ક્ષેત્ર ઉપાય છે એમ બતાવે છે. ( આનો ખુલાસો અપવાદ રૂપ હોવાથી છેદસૂત્રમાં પૂરતો છે ) અહિં

પહેલાં ગ્રહણ કરેલ પદાર્થ ઉલ્લંઘી જતો દેખાય છે. આ પાઠાંતર છે તેથી ધાતુવાદ ભણાયો છે એમાં કંઈક અંશે અવિશેષજ છે એમ જાણવું.

**कालो अ॒नालियाईहिं, होइ भावंमि पंडिओ अभओ ।**
**चोरस्स क.ए नट्टिं, वड्डकुमारिं परिकहेइ ॥ ६२ ॥**

**ટીકાનો અર્થ**—કાળ ન.લિકા વિગેરેથી જણાય છે. નાલિકા એટલે ઘડી, આદિ શબ્દથી શંકુ વિગેરેથી પણ જણાય. આ નાલિકા વગેરેનો ઉપયોગ લૌકિકમાં કાળ બતાવનાર ઉપાય છે (જેને બદલે હાલ વિદેશી ઘડીઆળ વપરાય છે) લોકોત્તર માર્ગે સાધુ ભગવંતોએ કાળ જાણવામાટે સૂત્રો ગણી જવાં તેથી જણાય છે કે આટલો કાળ થયો. હવે ભાવ દ્વારમાં વિ-ચારતાં દૃષ્ટાંત બતાવે છે. કોણે? તે કહે છે. પંડિત અભય કુમારે, તેજ કહે છે. ચોરને માટે નાટકમાં વૃદ્ધ કુમારીનો, ત્રણ કાળ ગોચરસૂત્ર હોવાથી કહે છે. કારણ કે તેને ભાવ ઉપાય વડે ચોરનો ભાવ જાણવામાં આવ્યો તે પ્રમાણે ચેલા વિગેરેનો ભાવ ગુરૂએ વિધિ ઉપાયથી જાણી લેવો.

**ભાવ ઉપાયનું ઉદાહરણ કહે છે**

રાજગ્રહ નામે નગર હતું. ત્યાં શ્રેણિક રાજા હતો તેને રાણીએ કહ્યું. મને એક સ્તંભવાળો મહેલ બનાવી આપો. તેણે સૂનારોને હુકમ કર્યો તેથી તેઓ (લાકડું કાપવા) ગયા તેઓએ જંગલમાં સારા લક્ષણવાળું, સરલ અને ઘણું મોટું ઝાડ જોયું. તેને ધુપ આપવામાં આવ્યો, કે જેથી જે દેવતા વડે ઝાડ પરિ-

પ્રહિત હોય તે દેવ દર્શન દેજો જો દર્શન ન આપે તો અમે કાપીએ, અને આપે તો ન કાપીએ. ત્યારે તે વૃક્ષવાસી વ્યંતરે તેમને દર્શન આપ્યું. તેણે કહ્યું, 'હું એક થાંભલાવાળો રાજાનો મહેલ બનાવીશ જેમાં બધી ઋતુમાં ફળે એવા તથા વનનાં સર્વવૃક્ષ ફળે એવો બગીચો બનાવીશ. મને કાપ નહિ' એથી તે દેવતાએ મહેલ બનાવ્યો. કોઈ બીજે વખતે એક ચંડાળણીને અકાળે કેરી ખાવાનો ભાવ ઉત્પન્ન થયો તેણે પતિને કહ્યું, 'મને કેરીઓ લાવી આપો ત્યારે અકાળે પણ પોતાની અવનામિની વિદ્યાથી તે રાજાના બગીચાના આંબાની શાખાઓ નમાવી, અને આમ્રવૃક્ષની કેરીઓ લઇ લીધી અને ઉન્નામિની વિદ્યાથી ડાંળીઓ પાછી ઉપર ચડાવી દીધી. રાજાએ સવારમાં જોયું અને કહ્યું, જ્યારે ચોરનાં 'પગલાં નથી જોવાતાં, ત્યારે કોણ મનુષ્ય અત્રે આવી ગયો ?

જેની આવી શક્તિ છે તે મારા અન્ત પુરમાં પણ આવવાને હિંમત કરે! એથી અભયકુમારને બોલાવીને કહ્યું, 'સાત રાતમાં જોતું ચોરને નહિ આણે તો તારૂં જીવતર રહેવાનું નથી. ત્યારે અભયકુમારે તપાસ કરવાનું શરૂ કર્યું એક ઠેકાણે કોઈ નાચનાર રમવાની ઇચ્છાવાળો હતો. લોકો ભેગાં થયાં હતાં. તે વખતે ત્યાં જઇને અભય બોલ્યો, 'જ્યાં સુધી નાચનાર શણગાર સજી લે ત્વાં સુધીમાં મારૂં એક આખ્યાન સાંભળીલો. 'કોઈ એક નગરમાં એક દરિદ્રી શેઠ વસે છે તેની પુત્રી વૃદ્ધ કુમારી (સંપૂર્ણ યુવાન) ઘણી રૂપવંત છે વર માટે તે કામની પૂજા કરે છે તેને એક બાગમાં ચોરીથી ફુલ વીણતી માળીએ જોઇ જ્યારે

તેણે દુરાચાર કરવા માંડયો ત્યારે તેણે કહ્યું, 'હું કન્યા છું તે શીયલ ભંગ ન કર.' તને પણ બહેન ભાણજા છે' ત્યારે તેણે કહ્યું, એક ઉપાય થાય તોજ છોડું, જે દિવસે તું પરણે તે દિવસે પતિની રજા લઇને મારી પાસે આવે તોજ હું તને છોડું. તેણીએ કહ્યું, 'ભલે એમ.' તેણે રજા આપી છોડી દીધી. કોઇ બીજે વખતે તે બીજાને પરણી. અને સાસરે ગઇ.

જ્યારે તે મેડા ઉપર શયન ગૃહમાં ગઈ ત્યારે તેણે પતિને ખરેખરી હકીકત કહી. પતિની રજા મળ્યેથી તે નીકળી, અને રસ્તામાં ચોરોથી પકડાઈ પણ તેમના આગળ વાત કહી. ચોરેએ તેને મૂકી દીધી. રસ્તામાં છ મહીને આહાર કરે તેવા રાક્ષસે પકડી. કન્યાએ તેને પણ કહ્યું, અને રાક્ષસે તેને છોડી દીધી. માળી પાસે આવી માળીએ પૂછ્યું, 'શા માટે આવી? કન્યાએ કહ્યું, 'પૂર્વના વચન અનુસાર' માળીએ કહ્યું. 'તારા ધણીએ તને કેમ છોડી? કન્યાએ બધું કહ્યું, તેથી માળીને આશ્ચર્ય થયું કે આ પોતાનું વચન પાળનાર સ્ત્રી છે જેના શીયલના પ્રભાવથી ચોર અને રાક્ષસે પણ છોડી દીધી, તો હું તેનો કેમ શિયળભંગ કરૂં! એથી તેને મુકી દીધી. પાછા ફરતાં રાક્ષસ અને ચોર મળ્યા. તેમણે પણ મુકી દીધી, અને શીયલનું રક્ષણ કરી તે પતિ પાસે આવી. આ દૃષ્ટાંત બતાવી અભયકુમારે બધા મનુષ્યોને પૂછ્યું, 'બોલો, આમાં દુષ્કર કામ કોણે કર્યું? ત્યારે પરસ્પર ઇર્ષ્યા કરનારા જે કામી પુરૂષો હતા, તે બોલ્યા 'કે ભર્તારે. કારણ કે તેને પોતાની સ્ત્રીને નિઃશંકપણે રજા આપી. જે ભૂખાળવા હતા તે બોલ્યા, 'રાક્ષસે, કારણ કે તેણે છ મા-

સની ભુખમાં પણ જવા દીધી. જે દુરાચારી હતા તે બોલ્યા, 'માળીએ કે તેણે આવી સુંદરીને પણ મુકી દીધી. હરિકેશ નામનો ચોર જે કેરીઓ ચોરી કરી ગયો હતો તેણે કહ્યું કે ચોર ઉત્તમ છે. એ ઉપરથી અભયકુમારે તેને ચોર જાણી પકડી લીધો. આ ચાલતી બાબતમાં ઉપયોગી છે. જેમ અભયે ચોરનો ઉપાયથી ભાવ જાણ્યો તેમ અહિં પણ જે ચેલાઓ વડી દિક્ષા યોગ્ય હોય તેમના ભાવને ગીતાર્થે યુક્તિથી જાણી લેવા. એટલે વિરૂદ્ધ બોલવું. જો જાતવાન હશે તો કાયમ રહેશે, નહિ તો મોઢું મેલું કરશે. જે ઉપરથી આ દિક્ષા આપવા યોગ્ય છે કે નહિ અથવા પ્રથમ દિક્ષા આપ્યા પછી એનું માથું મુંડવા જેવું છે કે નહિ તે દરેક વખતે જાણી શકાય. તેથીજ કહ્યું છે કે દિક્ષા આપેલી હોય તો પણ તેને અયોગ્ય હોય તો માથું મુંડતા પહેલાંજ કાઢી મૂકવો. અધુરી કથા ન રહે માટે તેજ કહે છે. અભયકુમારે ચોરને પકડી શ્રેણિક પાસે લાવી ઉભો કર્યો. રાજાના ડરથી સાચી વાત તેણે કરી, ત્યારે રાજાએ કહ્યું, 'જો' તું મને આ વિદ્યા શીખવે તો હું તને નહિં મારૂં. ચોરે તે સ્વીકાર્યું. રાજા ઉંચે આસને બેસી ભણવા લાગ્યો' ઉભા રહીને ચોરે ભણાવ્યું. પણ (રાજાને) વિદ્યા ન આવડી. રાજાએ કહ્યું, 'આમ કેમ?' ચોરે કહ્યું, 'અવિનયથી વિદ્યા ન આવડે? માટે જેમ હું ભૂમિ ઉપર બેઠો હતો અને તમે આસન ઉપર બેઠા હતા તેને બદલે તમે :નીચે બેસો તેથી રાજા નીચે બેઠો અને ચોર ઉંચે, જેથી વિદ્યા આવડી. આ લૌકિક અર્થને સાધનાર ચરણ કરણ અનુયોગને અનુસરી દ્રવ્ય ઉપાય વિગેરે કહ્યા. હવે દ્રવ્યાનુયોગને

અનુસરી બતાવીએ છીએ. તેમાં પણ ઉપાયના દર્શનની નિત્ય અનિત્ય એકાંત વાદીઓને સુખ આદિ વ્યવહાર । અભાવનો પ્રસંગ છે. જેથી પ્રત્યક્ષ ગોચર અતિક્રાંત વસ્તુથી આત્માનો અભાવ થાય ( પૂર્વે જેમ અપાયમાં નિત્ય અનિત્યનું ખંડન કર્યું તેમ અહિં પણ એકાંત વાદીઓને ઉપાય કરવો એ નિષ્ફળ છે કેમકે ફેરફાર થાય નહિ ત્યારે મહેનત શા માટે કરવી, અને શાનો ઉપાય કરવો ? અનિત્યવાદીને આત્માનો નાશ હોવાથી ઉપાય વડે કરીને તેને લાભ થવો અશક્ય છે) હવે અહિં આચાર્ય નવા શિષ્યોને બોધ થાય એટલા માટે ઉપાયથીજ આત્માનું અસ્તિત્વપણું બતાવવાની ઇચ્છાથી કહે છે.

**एवं तु इहं आया पच्चक्खं अणुवलब्भमाणोऽवि ।**
**सुहदुक्खमाइएहिं गिज्झइ हेऊहिं अत्थित्ति ॥ ६३ ॥**

**ટીકાનો અર્થ**—એ પ્રમાણેજ જેમ ધાતુવાદી વિગેરેથી દ્રવ્યાદિ આ લોકમાં આત્મા પ્રત્યક્ષા ન દેખાવા છતાં પણ સુખ-દુઃખો વિગેરેથી યુક્તિવડે આત્મા માને છે અને સંસારનો પરિગ્રહ ગ્રહણ કરે છે તથા સંસાર પરિગ્રહ વડે આત્મા માને છે તેજ પ્રમાણે સુખદુ:ખના ધર્મપણાથી ધર્મીએ ધર્મના અવશ્ય અનુરૂપજ વર્તવું. ન ભૂતસમુદાય માત્રજ દેહ છે કિંતુ એના અનુરૂપ ધર્મી દેહ છે, કારણ કે તેમાં ચેતન નથી અને સુખ-દુઃખમાં ચેતનપણું છે તેથી બન્નેમાં ભેદ પડયો. અહિં ઘણું કહેવાનું છે કે દેહ અને આત્મા જૂદા છે. જેમ ધાતુવાદી સુખમાટે જીવ જૂદો માની ધન ઉપાર્જન કરે છે તેમ ધર્મીએ પરલોકના સુખ માટે ધર્મ કરવો.

**जह घउस्साओ हत्थि, गामा नगरं तु पाउसा सरयं ।**
**ओदइयाउ उवसमं, संकंती देवदत्तस्स ॥ ६४ ॥**

**ટીકાનો અર્થ**—જેમ ઘોડાથી હાથી, ગામથી શહેર અને વર્ષાથી શરદ કાળ જુદા છે તેમ ઉદયીક ભાવથી ઉપશમીકમાં સંક્રમણ થાય છે. કોને? દેવદત્તને. આ પ્રત્યક્ષ છે. એટલું બાકી છે. (શેષ એટલે બહારથી લેવું).

**एवं सउ जीवस्सवि, दव्वाइसंकमं पडुच्चा उ ।**
**अत्थित्तं साहिज्जइ, पच्चक्खेणं परोक्खंपि ॥ ६५ ॥**

**ટીકાનો અર્થ**—જેમ દેવદત્તને ભાવ બદલાયા તે પ્રમાણે વિદ્યમાન જીવને દ્રવ્યાદિમાં સંક્રમણ થાય. આદિ શબ્દથી ક્ષેત્ર, કાળ, ભાવ લેવા. તેને આશ્રીને વિદ્યમાનપણું સધાય. શંકા–'છતી વસ્તુનું અસ્તિત્વ સાધવું તે અયુક્ત છે 'ઉત્તર–' એમ નહિ. અવ્યુત્પન્ન અને વિપ્રતિપન્ન સાધનનું વિષયપણું હોવાથી પ્રત્યક્ષ પણે અશ્વ વિગેરેનું સંક્રમણ સર્વથા સાક્ષાત્ પરિચ્છિત્તિને સ્વીકારી પરોક્ષ પણ અવગ્રહ વિગેરેના સંવેદનથી થોડે અંશે પણ તે પ્રત્યક્ષ છે. જેમ અશ્વ વિગેરેનું સંક્રમણ દેવદત્ત માલીકને છોડી ન જાય તેમ ઔદયિક શરીરથી વૈક્રિય રૂપમાં કે તિર્યંચ લોકમાંથી ઉર્ધ્વ લોકમાં કે પરિમિત વર્ષના આયુષ્યના પર્યાયમાં જવું કે ચારિત્ર છોડી અચારિત્રી થવું તે જીવ માલીક ધારણ કર્યા વિના ન થઈ શકે. આવું વૃદ્ધ પુરૂષો વ્યાખ્યાન કરે છે. કેટલાક આચાર્યો બીજી ગાથાના અર્ધા ભાગનો પાઠાંતરથી બીજી રીતે ખુલાસો કરે છે. તેમાં આ પ્રમાણે સંબંધ છે. આ પ્રમાણે

અહિં આત્મા વિગેરે ગાથા વડે ઉપાયથીજ આત્માનું અસ્તિત્વ કરીને સુખદુખ વિગેરેના ભાવ સંગતિ માટે નિત્ય અનિત્ય પક્ષ દૂર કરી આત્માને પરિણામી માનવાની ઇચ્છાથી કહે છે. વ્યાખ્યા પૂર્વ પ્રમાણે જાણવી.

**एवं खउ जीवस्सवि, दव्वाईसंकमं पडुच्चा उ ।**
**परिणामो साहिज्जइ, पच्चक्खेणं परोक्खेवि ॥ ६६ ॥**

પહેલો અર્થ પૂર્વ માફક. પાછલા અર્થની ભાવના આ પ્રમાણે છે. એકાંત નિત્ય અનિત્ય પક્ષવાળાને દ્રવ્યાદિની સં-ક્રાન્તિ દેવદત્તના જોવા છતાં પણ લાગુ ન પડે. તેટલા માટે તેના ભાવ અન્યથા ઉપપત્તિ વડેજ પરિણામ સિદ્ધ ન થાય. કહ્યું છે કે જેનાથી અર્થાંતરગમ ન થાય તે સર્વથાજ આગમ નથી. પરિણામ અને પ્રમાણથી જે સિદ્ધ છે તે પંડિતોને નિત્ય ઈષ્ટ છે. ઘડો. મુકુટ, સુવર્ણનો અર્થ નાશ ઉત્પાદ અને સ્થિતિમાં આ છે. શોક, પ્રમોદ અને માધ્યસ્થ એ ત્રણેને માણસ હેતુ સહિત માને છે. ઘડો ભાગીને મુકુટ બનાવે તો ઘડાનો નાશ થતાં ઘડાવાળાને દુઃખ થાય. મુકુટની ઉત્પત્તિ થવાથી બીજાને પ્રમોદ થાય, પણ જેને સોનાનોજ ખપ છે તે બન્નેમાં મધ્યસ્થ છે. જેને દુધ ખાવાનુંજ હોય, તે દહિં ન ખાય અને દહિ વાળો દૂધ ન ખાય, પણ જેને ગોરસજ ખાવું ન હોય, તે બન્નેને ત્યાગે, એટલા માટે ત્રણ સ્વરૂપવાળીજ વસ્તુ છે. ઉપાય દ્વાર કહ્યું. હવે સ્થાપના દ્વાર કહે છે.

**ठवणाकम्मं एक्कं, दिठ्ठंतो तत्थ पोंडरीअं तु ।**
**अहयाऽवि सन्न ठक्कण, हिंगुसिवकयं उदाहरणं ॥६७॥**

સ્થપાય તે સ્થાપના. તેના વડે, તેમનું અથવા, તેમાં કર્મ એટલે સારી રીતે ઈચ્છિત અર્થ બતાવવા વાળી ક્રિયા તે સ્થાપના કર્મ. ૧ એટલે તેની જાતિની અપેક્ષાએ દ્રષ્ટાન્ત છે. તેમાં સ્થાપના કર્મમાં 'પૌંડરિક, તું' શબ્દથી તેવું બીજું. તે પ્રમાણે પુંડરિક અધ્યયનમાં પુંડરિક બતાવી પ્રક્રિયા વડે અન્યનું ખંડન કરી પોતાનો મત સ્થાપવો અથવા પાછલો અર્થ સુગમ છે. આ લૌકિક છે. ભાવાર્થ કથાથી સમજવો. એક નગરમાં એક રોગિષ્ટ માળી હાથમાં ફુલનો કંડીયો લઇને જતો હતો. રોગી હોવાથી તેને ઝાડો લાગવાથી પ્રભાતે અંધારામાં ત્યાંજ ટટ્ટી જઇને તે ફુલોનો ઢગલો તેના ઉપર કર્યો. લોકોએ પૂછ્યું કે આ શું છે કે તું ફુલ નાખે છે? :ત્યારે માળીએ કહ્યું, 'હું અલોપક છું. અહિં હિંગુ નામના શિવ પ્રગટ થાય છે.' એથી ત્યાં હિંગુશિવ નામના વ્યંતર દેવ પ્રસિદ્ધિમાં આવ્યા. લોકોએ માન્યું. અને તેની પૂજા થઈ. અત્યારે પણ પાટલિપુત્ર નગરમાં હિંગુશિવ નામ વ્યંતરીકદેવનું છે. એ પ્રમાણે માળીએ જેમ પોતાની ઇજ્જત રાખી તેમ પ્રમાદવશ થઈ અણુચાલતે એવું નીંદનીય કાર્ય આચરવું પડે તો તે ઢાંકી દેવું જેથી બીજા લોકો અધર્મ ન પામે અને ઉલટું ધર્મની ભાવના વધે. જેમ ગિરિસિદ્ધ કુળશ બુદ્ધિવાળા વડે લોકોની ધર્મ શ્રદ્ધા પ્રવચનની સ્તુતિ વડે કરી (કોઇ સારો સાધુ પણ પાપનાં ઉદયથી ભ્રષ્ટ થાય તો પણ પોતે એવી મર્યાદાથી રહે કે જેથી લોક અધર્મ ન પામે તેમ બીજાઓએ તેની પણ નિંદા ન કરી અપમાન ન કરવું) આ પ્રમાણે ચરણ કરણ અનુયોગને લૌકિક આશ્રી સ્થાપના કર્મ કહ્યાં,

હવે દ્રવ્યાદિ યોગ આશ્રી કહે છે.

**सव्वभिचारं हेतुं, सहसा वोत्तुं तमेव अन्नेहिं ।**
**उववूहइ सप्पसरं, सामत्थं चऽप्पणो नाउं ॥ ६८ ॥**

**ટીકાનો અર્થ**—વ્યભિચાર સહિત તે સવ્યભિચારવાળો જે હેતુ સાંધર્મ્ય અન્વય વિગેરે લક્ષણ યુક્ત તે તુરતજ કહીને તે હેતુને બીજા હેતુવડે સમર્થન કરે-અનેક પ્રકારે વિસ્તારી પ્રણાબલને બતાવવું, 'ચ' શબ્દ ભિન્નક્રમ બતાવેછે. એટલે આત્માને જાણીને પરને પર જાણવું. ભાવાર્થ આ છે. દ્રવ્યાસ્તિકાયાદિ અનેક નય સંપૂર્ણ પ્રવચનને જાણનારા સાધુએ તેને સ્થાપન કરવા બીજા નય વાળાની અપેક્ષા વડે વ્યભિચારવાળો હેતુ બનાવીને તેના વિરૂદ્ધ નયના મતને અનુસરવાથી એવી રીતે સિદ્ધ કરવો જેથી સમ્યક્ અનેકાંતવાદનો સ્વીકાર થાય

શંકા—ઉદાહરણ, ભેદ, સ્થાપના અધિકારની ચિંતામાં સવ્યભિચારનો હેતુ શા માટે કહેવો જોઇએ ? ઉત્તર—તેને આશ્રીને તેને અનુકુલ ઉદાહરણ પ્રાયઃ બતાવવા માટેજ ઘણા ઉદાહરણોની પ્રવૃત્તિ થાય છે. સંપૂર્ણ, (૬૮ મી ગાથામાં એ બતાવ્યું કે કોઇ નિત્યવાદી વાદ કરવા આવે તો અનિત્ય પક્ષ સિદ્ધ કરી નિત્યનું ખંડન કરવું એટલે આપોઆપ જૈનનો સ્યાદ્વાદ સમજાય.) સ્થાપના કર્મદ્વારા કહેવાયું; હવે પ્રત્યુત્પન્નમતિદ્વાર કહેવાની ઇચ્છાથી કહે છે.

**होंति पडुप्पन्न विणासणंमि गंधव्विया उदाहरणं ।**
**सीसोऽवि कत्थवि, जइ अज्झो वज्जिज्ज तो गुरुणा ।६९।**

અર્થ - પ્રત્યુત્પન્ન વિનાશના વિચારમાં ગાંધર્વિકાનું લૌકિક

ઉદાહરણ છે. ઉત્પન્ન થયેલી વસ્તુ (વિઘ્ન)નો નાશ તે પ્રત્યુત્પન્ન વિનાશ અથવા તેમાં પ્રત્યુત્પન્ન વિનાશ છે. એ સમાસ છે. ગાંધર્વિકાનું ઉદાહરણ. એક નગરમાં એક વાણીઓ હતો. તેને ઘણી બહેનો અને ભાણુજા તથા ભાભીઓ હતી. તેના ઘરની સમીપમાં રાજ-કુલના ગાનારાઓ દિવસમાં ત્રણ વાર સંગીત કરતા હતા. તે રાગમાં લીન થઈ વાણીઆના ઘરમાં સ્ત્રીઓ રાગી બની કંઇપણ કામ કરતી કહતી. તેથી વાણીઆએ વિચાર્યું કે ઘરનો નાશ થયો. શું ઉપાય કરવો ? કે જેથી સ્ત્રીઓ ન બગડે, તેથી મિત્રને કહ્યું. તેણે શીખવ્યું કે તારા ઘરની બાજુમાં વ્યંતરનું દેવળ કરાવ. તેણે તેમ કર્યું અને ઢોલી વિગેરે વાજીંત્ર વગાડનારાઓને રૂપીઆ આપીને ઢોલ વગડાવ્યું. જ્યારે ગંધર્વો ગાય ત્યારે ઢો-લીઓ ઢોલ વગાડતા, વાંસળીને સ્પર્શ કરતા અને ગાતા તેથી ગાનારાઓને વિઘ્ન થવા માંડયું. અને ઢોલના અવાજમાં ગીત ધ્વનિ ન સંભળાવા માંડયો. રાજકુલમાં તેઓએ તે વાત જાહેર કરી. રાજાએ વાણીઆને બોલાવ્યો, અને કહ્યું, 'તું કેમ વિઘ્ન કરે છે?' તેણે કહ્યું, મારા ઘરમાં દેવ પ્રગટ થયા છે. ત્રણ વખત તેની ભક્તિ કરવી જોઇએ. તેથી રાજાએ ગાનારને કહ્યું, 'બીજે ઠેકાણે ગાઓ, દેવને દિવસે દિવસે અંતરાય કેમ કરાય?' એ પ્રમાણે લોકોત્તરમાં શિષ્યો ગૃહસ્થણીમાં રાગી બની ફરતા હોય તો આચાર્યોએ એવો ઉપાય કરવો કે જેથી શિષ્ય તે દોષથી દૂર થાય કેમકે ગુરૂ શિષ્યોને ન બચાવે તો દુરાચા-રથી નરકમાંજ દુઃખ ભોગવશે. કહ્યું છે કે ૧ ચિંતા. ૨ જોવાની ઇચ્છા, ૩ દીર્ઘ નિઃશ્વાસ ૪ જ્વરપ્રદાહ ૬ અજીર્ણ, ૭ મૂર્ચ્છા,

૮ ઉન્મ-ત, ૯ ભાન વિનાનો, ૧૦ મૃત્યુ, એટલે એનો પ્રકટ અર્થ આ પ્રમાણે છે. સાધુને કોઇ સ્રીને જોવાની વાંચ્છા થયેલ હોય અને તે ન મળે તો ઉપર કહેલી દશ અવસ્થા પ્રાપ્ત કરી મરણ પામે એટલા માટે અપાયોથી આચાર્ય રક્ષણ કરે. એજ ગાથાનો અર્થ થયો. અને પરલોકનો અપાય આ પ્રમાણે છે. પ્રતિજ્ઞા ભંગ કરવાથી નરકમાં પડે, અને ફરી સમકીત પામે નહિ. તથા ભવ સમુદ્રમાં ભમે, આવો અર્થ ધ્યાનમાં લઇને શિષ્ય કોઈ પણ વખત દુરાચાર કરે તો આચાર્યે શું કરવું તે કહે છે.

**वारेज्जु उवायण अहवा वाऊलिओ वदेज्जा हि।**
**सव्वेऽवि नत्थि भावा, किं पुण जीवो सवोत्तव्वो ॥७०॥**

શિષ્યને ઉપાયથી જેમ તે, માને, તેવા કોઇ પણ સિદ્ધાન્તમાં કહેલા ઉપાય વડે, અટકાવવો જેથી તે સારો થાય તેમ કરવું, આ લૌકિક ચરણ કરણ અનુયોગને આશ્રીં કહ્યું. તેમ દ્રવ્યાનુયોગને આશ્રી કહે છે. કોઈ નાસ્તિક બકવાદ કરે કે બધા ઘટપટાદિ પદાર્થ નથી તો જીવ પણ ક્યાંથી હોય? તો તેને આ પ્રમાણે સમજાવવો.

**जं भणसि नत्थि भावा, वयणमिणं अत्थि नत्थि ? जइ अत्थि।**
**एव पइण्णाहाणी, असओ णु निसेहए को णु ॥ ७१ ॥**

ટીકાનો અર્થ—જો તું એમ કહીશ કે :પદાર્થ નથી તો આ તારૂં વચન ભાવનું પ્રતિષેધક છે કે નહિ, એવા બે વિકલ્પ તને થશે. આ:થી શું સમજવું? કે જો તું છે એમ કહે તો

તારે આ બોલવાનુંજ ખંડન થયું. અને તુંજ પ્રતિબંધક વચન કહે છે તે સાચું અને તે સાચું (તો પદાર્થને જીવ પણ સાચા). બીજો વિકલ્પ, જો તારૂ નિષેધ વચન અસત્ય હોય તો મારા ભાવ પદાર્થના વચનને વિષેધ કરનારજ કોણ છે! તેથી પણ પદાર્થો સાચા થયા. વળી તેં કહ્યું, 'જીવ પણ નથી.' અહિં પણ પ્રતિ ઉત્પન્ન વિનાશને અનુસરી કહે છે.

**णोय विवक्खापुव्वो सद्दोऽजीवुब्भवो त्तिन य साधि।**
**जमजीवस्स उ सिद्धो. पडिसेहघणीओ तो जीवो ।७२।**

**ટીકાનો અર્થ**—'ચ' શબ્દનો અર્થ 'જ' છે. એટલે વિવક્ષાના કારણવાળો ધ્વનિ, અજીવનો ઉદ્‌ભવ અર્થાત્ વિવક્ષા પૂર્વક જીવનો નિષેધક શબ્દ અજીવ છે. તેથી જીવની વિવક્ષાનો ઉલટો અર્થ એ છે કે જીવ ધર્મની અસિદ્ધિ ન થાઓ. એટલા માટે કહે છે કે જે કારણથી અજીવની વિવક્ષાજ ઘટાદિમાં અદર્શનથી નથી, પણ મનના અપરિણુત, અન્વિત તે દ્રવ્યના સમીપ પણાથી જીવનનેજ છે એથી સિદ્ધ છે કે પ્રતિષેધ કરનાર જે ધ્વનિ તે 'જીવ નથી. આથીજ જીવ–આત્મા સ્વયં સિદ્ધ થાય છે. (આ ગાથાનો સાર એમ છે કે જીવ નથી એમ કહેનાર એ પદ સિદ્ધ કરતાં અને ઘટપટમાં અસિધ્ધ કરતાં પોતાને સ્વયંસિદ્ધ કરતાં બધા પદાર્થો પોતેજ સિધ્ધ થાય છે. કારણ કે 'નથી' એ જ્ઞાન અજીવમાં નથી પણ એ વિવક્ષા જીવનેજ છે. અહિં ઘણું કહેવાનું છે પણ નથી કહેતા. સમાપ્ત થયું, આ પ્રત્યુત્પન્ન વિનાશ દ્વારને અનુસરતા આખ્યાનથી આ ઉદાહરણ છે આ મૂળ દ્વાર છે. અને હવે તેના દેશ, દ્વાર અને અવયવ અર્થને કહે છે.

**आहरणं तद्देसे चउहा [अणुसठि तह उवालंभो ।**
**पुच्छा निस्सावयणं होइ, सुभद्राऽणुसठ्ठीए ।७३।**

**ટીકાનો અર્થ**—ઉદાહરણ પૂર્વ માફક છે. તેનું લક્ષણ આ છે. તેનો દેશ એટલે તદ્દેશ, ઉદાહરણ દેશ એમ અર્થ છે. આ ચાર પ્રકારે છે તે બતાવે છે. અનુશાસન એટલે અનુશાસ્તિ અર્થાત્ અહૃગુણોના વર્ણનથી ગુણોની પુષ્ટિ કરવી. તથા ઉપાલંભ એટલે ઠપકો તે જૂદી જૂદી રીતે કહેવો. પ્રશ્ન એટલે શું, કેમ કોનાથી વિગેરે, નિશ્રાવચન એટલે કોઇને પણ આશ્રય (સંબંધ) વિચિત્ર રીતે કહેવું તે છે. જેમકે સુભદ્રા નામની શ્રાવિકાનું ઉદાહરણ કહેવું. કયાં ? અનુશાસ્તિમાં ? ગાથાર્થ. સદ્બોધ માટે તે સુભદ્રાનો દૃષ્ટાંત કહે છે.

જીનદત્ત નામના સુશ્રાવકની સુભદ્રા નામે પુત્રી છે. તે ઘણી રૂપવંત છે. તેને તચ્ચનિક નામના બૌદ્ધ ઉપાસકે જોઈ તેમાં રાગયુક્ત બની તેની પ્રાર્થના કરી. શ્રાવકે કહ્યું, 'હું વિરૂદ્ધ ધર્મીને પુત્રીને આપવા ચાહતો નથી, તેથી તેને સાધુ પાસે જઇને તેઓને ધર્મ પૂછયો, અને સાધુએ જે ધર્મ કહ્યો તે તેણે પ્રથમ કપટી શ્રાવક બની સ્વીકાર્યો. ત્યાં તેના સદ્ભાવેજ ફરી ખરી રીતે ધર્મ સ્વીકાર્યો. તે વખતે તેણે સાધુઓને ખરી વાત કહી કે 'મેં કન્યા માટે કપટથી આ કર્યું છે. પણ હવે મને ખરી રીતે અણુવ્રત આપો, અને તે પ્રકટ શ્રાવક થયો. તેનો વિશ્વાસ પડયો. તેથી સમય આવ્યે વ્રત સંબન્ધી માળા સ્થાપી ત્યારે જીનદત્તે તેને શ્રાવક માનીને કન્યા આપી, લગ્ન થયા પછી તેણે સસરાને કહ્યું, 'મને મારે ઘેર સ્ત્રી સાથે જવાની રજા આપો'

ત્યારે શ્રાવકે કહ્યું, 'તમારૂં કુટુંબ અન્ય ધર્મી છે તેથી તમારે ત્યાં કન્યાને બનશે નહિ. પછવાડે અપમાન થશે પેલાએ કહ્યું, ફિકર નહિં' આગ્રહ કરીને લઈ ગયો અને બીજું ઘર લઇને રહ્યો. સાસુ અને નણંદો દ્વેષી બની સાધુઓની ભક્તિ કરતા નથી એક વખત તે સગાંઓએ સુભદ્રાના પતિને કહ્યું, તારી સ્ત્રી સાધુથી લંપટ છે! શ્રાવકપતિ તે માનતો નથી. એક વખત કોઇ તપસ્વી ગોચરી આવેલા હતા અને તેની આંખમાં રજ પડી હતી. તેને બહુ દુઃખી જોઈ સુભદ્રાએ અણુછુટકે તે રજ દૂર કરી. સુભદ્રાના કપાળમાં કરેલા સિંદુર તિલકનો તે સાધુના કપાળમાં ડાઘ લાગ્યો. સાસુ નણંદે તેના પતિને તે દેખાડયો. ધણીએ માન્યું અને તેથી સ્ત્રીને તે માનતો નથી. સુભદ્રાએ ચિંતવ્યું, 'આ શું આશ્ચર્ય છે.? વિના અપરાધે હું ઘરમાં નિંદા પામું છું. મારા ધર્મની જેથી નિંદા થાય છે તેથી મને ઘણું દુઃખ થાય છે.' તેણે રાત્રિએ કાઉસ્સગ કર્યો, દેવ આવ્યો. આજ્ઞા માગી કે શું કરૂં ? તેણે કહ્યું, 'મારો કલેશ દુર કર' દેવે કહ્યું, 'ઠીક' આ નગરના ચાર દરવાજા હું બંધ કરીશ અને ઘોષણા કરીશ કે જે પતિવ્રતા હોય તે દરવાજા ઉઘાડો, ત્યારે તું એકલીજ તે કમાડોને ઉઘાડીશ, અને તારા સગાંને તું ખાત્રી આપી શકશે. ચાલણી વડેજ કુવામાંથી પાણી ખેંચી તે પાણી છાંટીને દેખાડજે એ ચાલણીનું બિંદુ પણ પાણી જમીન પર નહિ પડે! એમ દિલાસો આપી દેવ ગયો નગરના દરવાજા એણે ઢાંક્યા. પ્રભાતે નગરના લોકો અધીરા બની ગયા, એટલામાં આકાશવાણી થઇ, 'લોકો સાંભળો, કલેશ ન કરો જે શીયળવંતી સ્ત્રી

ચાલણીથી પાણી કાઢે અને તે પાણી ન ગળે, તે પાણી વડે જો દરવાજાને છાંટે તો દરવાજો ઉઘડે. તેથી સવારમાં ઘણા શેઠ શાહુકારની વહુઓ અને પુત્રીઓ સતી થવા ગઈ, પણ કંઈ વળ્યું નહિ, સુભદ્રાએ સગાંઓને કહ્યું. 'ચાલણીથી પાણી ન પડવા દઉં અને મારો પ્રભાવ દેખાડું. પતિએ આજ્ઞા આપી અને વિચાર્યું કે ઉપાસિકા આ શ્રમણની ભક્તિવાળી છે તે ઉઘાડશે. તેણીએ ચાળણીથી પાણી લીધું. પાણી ન પડતું જોઇને દ્વેષી સાસુ નણંદ ખેદ પામ્યાં પણ મહાજને સત્કાર કર્યો અને તે દરવાજા પાસે ગઇ. અરિહંતને નમસ્કાર કરી બારણાં છાંટયાં. મોટા શબ્દો વડે કોંકાટ કરતા ત્રણ દરવાજાનાં બારણાં ઉઘડયાં ઉત્તર દિશાના દરવાજાને પાણી છાંટી કહ્યું, 'જે મારા જેવી શીયલવંતી હોય તે ભવિષ્યમાં પણ ભલે આ દરવાજો ઉઘાડો.' તે દરવાજો અત્યારે પણ બંધજ છે. બધા લોકોએ તેની સ્તુતિ કરી અને કહ્યું કે 'આ મહા સતી છે અહા! સતિ ધર્મ સદા જયવંતો વર્તો' આ લૌકિક દૃષ્ટાંન્ત છે એવી રીતે ચરણ કરણ અનુયોગને આશ્રી વૈયાવૃત્ત વિગેરેમાં શિષ્ય વર્ગને બોધ આપવો, ઉદ્યમવાળો કરવા અને પ્રમાદીનો પ્રમાદ દુર કરવો કે ભાઇઓ! સાંભળો, શિયલ વૃત્તનું આવું ઉત્તમ ફળ છે. આજ અર્થને બતાવવા કહે છે.

**साहुक्कार पुरोगं, जह सा अणुसासिया पुरजणेणं ।**
**वेयावच्चाईसु वि एव जयंते णुबोहेज्जा ॥ ७४ ॥**

**ટીકાનો અર્થ**—સ્તુતિ પૂર્વક જેમ સુભદ્રા સદ્ગુણોના કીર્તન વડે લોક જનોથી પ્રશંસાઇ, તેમ વૈયાવચ્ચ વિગેરે અને

સ્વાધ્યાયમાં પણ એજ પ્રમાણેઉદ્યોગ કરનારને અનુમોદવા એટલે સદ્ગુણ ગાઇને તેના ભાવની વૃદ્ધિ કરવી. અને કહેવું કે ભરતે પૂર્વભવમાં સુવિહિત સાધુઓની વૈયાવચ્ચ કરેલી તો તેના ફળ વિપાકથી તે ભરત ક્ષેત્રનો રાજા થયો, અને ચક્રવર્તીનું સુખ ભોગવી વૈરાગ્ય પામી, ઉત્તમ ચારિત્રનું પાલન કરી આઠ કર્મનો ક્ષય કરી મોક્ષમાં ગયો. આમાં ઉદાહરણનો યોગ્ય ભાગ ઉપયોગી હોવાથી તેટલામાંજ સમાવેશ કર્યો તેજ પ્રમાણે અપ્રમાદી પુરૂષે અથવા સ્ત્રીએ અણુસ્ફુટકે સાધુઓની આંખમાં કણું પડયું હોય તો તેવી રીતે કાઢવું કે લોકમાં નિંદા ન થાય. અનુશાસ્તિ છોડીને ઉપસંહાર કરે છે કે વૈયાવચ્ચમાં પણ થોડામાં ઉપસંહાર કર્યો. બીજા ગુણોથી રહિત એવા ભરત વિગેરેના નિશ્ચયથી વૈયાવચ્ચ કરવાથી એમ ભાવવું. (ભરતને ચારિત્રનું કષ્ટ પડયા વિના આરીસ્સા ભુવનમાં જે કેવળજ્ઞાન ઉપજ્યું તે પૂર્વભવની વૈયાવચ્ચનો લાભ હતો આ પ્રમાણે લૌકિક ચરણ કરણનો અધિકાર કહીને દેશદ્વારમાં અનુશાસ્તિ દ્વાર કહ્યું) હવે દ્રવ્યાનુયોગને અનુસરી દેખાડે છે.

**जेसिंपि अत्थि आया वत्तव्वा तेऽवि अम्हवि स अत्थि।**
**किंतु अकत्ता न भवइ, वेययइ जेण सुहदुक्खं ॥ ७८ ॥**

ટીકાનો **અર્થ**:—દ્રવ્યાસ્તિકાદિ નયમતમાનનારા અન્ય દર્શનીઓ આત્મા એટલે જીવ છે એમ માને છે અને કહે છે કે તે વાત સારી છે અમે પણ જીવને માનીએ છીએ તેના અભાવમાં સર્વ ક્રિયાનું અફળપણું થઈ જાય તે સાથે 'જીવ-અકર્ત્તા છે' એમ જે અન્ય દર્શનીઓ કહે છે તેમ જૈનો માનતા

નથી. કારણ કે, સુકૃત દુષ્કૃત કર્મનો કર્તા ન હોય તો ફળ પણ ન મળે, તેથી જીવ કર્તા છેજ. અહિં પ્રમાણ કહે છે, જીવ જે કારણ વડે સુખ દુઃખને હમણાં અનુભવે છે તે પૂર્વના સુકૃત દુષ્કૃત કૃત્યોનું આ કર્મફળ છે પણ જો જીવ પૂર્વે અકર્તા હોય તો તેથનું ફળ ભોગવવું ન ઘટે (અતિ પ્રસંગ થવાથી અને જો વિના કર્યે ભોગવાય તો મુક્તિના જીવોને પણ સાંસારીક સુખ દુઃખની વેદના માનવી પડે, કારણ કે જીવ અને મોક્ષ બન્નેમાં અકર્તાપણું સમાન છે. પ્રકૃતિ આદિ વિયોગ યુક્ત અને અનાધ્યેય અતિશયવાળા આત્માને એકાંત અકર્ત્તા માનવાથી તે પોતે કંઇ કરતો નથી તેથી અન્ય દર્શની એમ માને છે કે પ્રકૃતિથી આત્મા અકર્તા છતાં અહંકાર વિગેરે કરી પાપનું ફળ ભોગવે છે. તેનો ઉત્તર એ છે કે પ્રકૃતિ આત્મા વિના એકલીજ કરતી હોય તો વાસ્તવીક આત્મા અકર્તા થવાથી ફળનો પણ ભોક્તા ન થાય. તેથી ધર્મ ક્રિયા વિગેરે બધું ઇંદ્રજાળ જેવું નિષ્ફળ છે, અને ઉપદેશ પણ નિષ્ફળ છે. આમાં ઉદાહરણ લેશ આ પ્રમાણે છે કે ફક્ત મુદ્દાનીજ વાત કહીએ છીએ. તેમાંજ અસંપ્રપત્તિમાં મુદ્દાની વાત બતાવવાને દૃષ્ટાંત કહેવાથીજ અનુશાસ્તિ દ્વાર સમાપ્ત થયું. હવે ઉપાલંભ દ્વારનું વિવેચન કહે છે.

**उवलम्भम्मि मिगावइ ना हिय वाईवि पत्र वत्त त्वो।**
**नास्थित्ति कुविम्नाण आयाऽभावे सइ अजुत्तं ॥ ७६ ॥**

**ટીકાનો અર્થ**—ઠપકો આપવામાં મૃગાવતી દેવીનું દૃષ્ટાંત છે કે જે આવશ્યકના અધિકારમાં દ્રવ્ય પરંપરાયે કહેલ છે તે જોવું. જ્યાં સુધી દિક્ષા લીધી અને ચંદનબાળા સાધ્વીની ચેલી

થઇ ત્યાં સુધી જોવું, પાછળથી એક વખતે ભગવાન મહાવીર કૌશામ્બીમાં આવ્યા તે વખતે ચંદ્ર અને સૂર્ય પોતાના વિમાન સહિત વાંદવાને આવ્યા અને સાંજ સુધી સમોવસરણમાં બેઠા અને સંધ્યાકાળે ગયા. આ સમયે ચંદનબાળા ચાલી ગયેલી છે. મૃગાવતીને ખબર ન રહેવાથી અને સાધ્વીને આટલી ઢીલ કરવી અયોગ્ય લાગવાથી પસ્તાવા વાગી કે બહુ મોડું થયું. એમ કહી બીજી સાધ્વી સાથે ચંદનબાળા પાસે જતાં સુધી અંધારૂં થઈ ગયું. ચંદનબાલાએ બીજી સાધ્વીઓ સાથે પડિક્કમણું કરી લીધું. જ્યારે મૃગાવતી આવી ત્યારે તેને ઠપકો આપ્યો કે તમારા જેવી ઉત્તમ કુળમાં જન્મેલીને આવું કરવું અયોગ્ય છે. મૃગાવતીએ ઠપકો સહન કરી પગમાં પડી ઘણા વિનયથી ખમાવીને ક્ષમા માગી કે આ મારો એક અપરાધ ક્ષમા કરો. હવે ફરીથી આવું નહિ કરૂં. આવા શુદ્ધ ભાવથી વિચારતાં તેને કેવળ જ્ઞાન થયું! ચંદનમાળા ક્રોધાવેશમાંજ સંથારો કરી સૂતી. રાત અંધારી હતી અને તેથી અંધારામાં સાપ આવ્યો સાપથી પીડા ન થાય તે માટે મૃગાવતીએ ચંદનબાળાનો હાથ ઉંચો કર્યો. ચંદનબાલા જાગી અને પૂછ્યું કે આ શું? તેણે કહ્યું, 'સાપ આવ્યો છે' ચંદનબાળાએ પૂછયું, 'તું કેમ જાણે? કંઈક આત્મિક જ્ઞાન થયું?' હા 'પાછું જાય તેવું કે'? મૃગાવતીએ કહ્યું, 'ન જાય તેવું કેવળજ્ઞાન થયું છે તેથી ચંદનબાળાએ ક્રોધ કરવા બદલ માફી માંગી. આમાં લૌકિક અને લોકોત્તર બન્ને દૃષ્ટાંત આવી ગયાં. આ પ્રમાણે આચાર્યે જરૂર પડતાં શિષ્યને ઠપકો આપીને પણ સુધારવો) આમાં દૃષ્ટાંત નિર્દેશતા પૂર્વ માફક

યોજવી (એટલે થોડામાં બતાવી દેવું તે દેશ) એ પ્રમાણે ચરણ કરણ અનુયોગને આથી ઉપાલંભદ્વાર કહ્યું, હવે દ્રવ્યાનુયોગને આશ્રી કહે છે,

જેમકે નાસ્તિકવાદી ચાર્વાક જીવ નથી એમ માને છે આ તેમનું કુજ્ઞાન છે, કે જીવની સત્તાનો તેઓ અસ્વીકાર કરે છે તેથી તેને કહેવું, કે 'આત્માનો અભાવ માનવામાં આત્માનો ધર્મ જે જ્ઞાન છે તેનો પણ અભાવ થશે અને જો નાસ્તિક એમ કહે કે એતો પંચભૂતનો ધર્મ છે તો કહેવું કે ધર્મની સાથે પંચ-ભૂતનું જડપણું હોવું જોઇએ તેથી ભૂતો જડ અને ધર્મ ચેતન એ અયોગ્ય છે. કદાચ એમ કહે કે પંચભુત એકઠાં થઇને જ્ઞાન ધર્મ થાય તો કહેવું કે દરેક જૂદામાં નથી તો ભેગાં થયે પણ નજ થાય. આમ કહી તેમનું ખંડન કરવું. એનેજ આશ્રી ટેકો આપવા કહે છે.

**अत्थि त्तिजा वियक्का अहवा नत्थित्ति जं कुविन्नाणं ।**
**अचंताभावे पोग्गलस्स पयं विअ न जुत्तं ॥ ७७ ॥**

**ટીકાનો અર્થ**—જીવ છે ? એવો વિતર્ક અથવા નથી એવી લોકોત્તર વાત ઉડાવનારૂં કુવિજ્ઞાન જો આત્માને સર્વથા અભાવ હોય તો અચેતન ભૂતરૂપ પુદગલનું જીવપણુ યુક્ત ન થાય. ખરેખર આ અન્યાય યુકત છે એની ભાવના પૂર્વ માફક જાણવી (નાસ્તિકને કહેવું કે જીવ નથી એ તર્ક કરનાર આત્માનું જ્ઞાન છે અને તે જડવસ્તુમાં હોય નહિ માટે પાંચે ભૂતથી જૂદો જીવ માન્યા વિના છૂટકો નથી) આમાં ઉદાહરણ દેશપણું એ છે કે ટુંકાણમાં નાસ્તિકને આશ્રી પરલોક વિગેરે ઉડાવનારને

જીવ સિદ્ધ કરી આપવો. એટલે તેનું ખંડન થવાથી બીજા ભવ્ય જીવો ધર્મ કરતાં ન અટકે. હવે બાકીનાં બે દ્વાર કહે છે.

**पुच्छाए कोणिओ खलु, निस्सा वयणं मि गोयमस्सामी।**
**नाहिय वाई पुच्छे जीवत्थित्तं अणिच्छंतं ॥ ७८ ॥**

**ટીકાનો અર્થ**—પૃચ્છા તે સવાલ પૂછવો તેમાં શ્રેણિક રાજાનો પુત્ર કોણિક તેનું દ્રષ્ટાંત છે જેમકે તેણે ભગવાનને પૂછયું, 'ચક્રવર્તી રાજા સંસાર સુખ છોડયા વિના મોત આવ્યે મરીને કયાં જાય ? ભગવાને કહ્યું, 'સાતમી નારકીમાં' ફરી તેણે કહ્યું, 'હું કયાં જઈશ ! ઉત્તર–છઠ્ઠીમાં. પાછું પૂછયું સાતમી કેમ નહિ ? ભગવને જવાબ આપ્યો, ત્યાં તો ચક્રવર્તીજ જાય ! પ્રશ્ન–'હું ચક્રવર્તી નથી ?' મારે પણ ચોરાસી લાખ હાથી છે.' ઉત્તર–'તારી પાસે ચૌદ રત્ન અને નવ ભંડાર નથી.' તેથી તેણે મોટો ચક્રવર્તી બનવા બનાવટી રત્ન વિગેરે બનાવી તમિસ્રા નામની ગુફા આગળ આવ્યો. ત્યાં કિરિસાલક નામના દેવતાએ કહ્યું, 'ચક્રવર્તી બાર થઈ ગયા. તું ચક્રવર્તી નથી, દેવે અટકાવ્યો તો પણ તેણે ન માન્યું. તેથી તેને મારી નાખ્યો. પંચત્વ પામીને તે છઠ્ઠી નારકીમાં ગયો. આ લૌકિક વાત છે. લોકોત્તર બાબતોમાં મુદ્દાનાં રહસ્યો વિદ્વાન આચાર્યને પૂછવાં અને કારણ પૂછવું તથા જે શકય હોય તે આદરવું અને અશકયને છોડવાં. કહ્યું છે કે 'પૂછો અને પૂછાવો ! જેઓ પંડિત સાધુ હોય અને ચારિત્ર પાળતા હોય તેમને અહંકારી ન બની પૂછયા વિના ન રહો; કારણ કે જ્ઞાન છે તે પારકાને આશ્રી છે. આમાં ઉદાહરણ દેશનાં તે થોડામાં પૂછી તેણે સમાપ્ત કરેલ છે. આ ચરણ કરણ આશ્રીને

કહ્યું. હવે એવીજ રીતે દ્રવ્યાનુયોગ છોડીને ગાથાના ઉપન્યાસને અનુકુળ નિશ્રા વચન કહે છે. નિશ્રા વચનમા ગૌતમ સ્વામીનું ઉદાહરણ છે. જ્યારે ગાંગલી મુનિ વગેરે જે પૂર્વે તાપસ હતા તેમણે દિક્ષા લીધી અને ત્યારબાદ કેવળજ્ઞાન થયું. જે અધિકાર વજ્રસ્વામીની ઉત્પત્તિ સંબંધીનો આવસ્યક સૂત્રમાં કહ્યો છે. ત્યાંજ ગૌતમ સ્વામીને અધીરજ થઈ થઈ તે બતાવે છે. ભગવાને ત્યારે કહ્યું, 'તું મારા ઉપર બહુ પ્રેમ રાખે છે. ઘણો કાળ રહેવાથી તું મારા ઉપર ઘણો રાગી બનવાથી તને કેવળ જ્ઞાન થતું નથી. માટે અધીરાઇ ન કર. અંતે આપણે બંને સમાન થઇશું. એટલે તને કેવળજ્ઞાન થશે અને તું મોક્ષમાં પણ જઇશ, તેને આશ્રી હિત શિક્ષારૂપ દ્રુમ પત્રનું અધ્યયન પણ કહ્યું. આ ઉત્તરાધ્યયનનું એક અધ્યયન છે. તેમાં બતાવ્યું છે કે 'સમય' ગોયમ મા પમાએ,' આ પ્રમાણે બીજા પણ શિષ્યો જેઓ અધીરજ કરતા હોય તેમને બોધ કરવો તથા બીજા કોમળ સાધુઓની નિશ્રાવડે સમજાવવા. આમાં પણ ટુંકાણ પૂર્વ માફક સમજી લેવું. આ ચરણ કરણ અનુયોગને આશ્રી આમાં પ્રશ્ન અને નિશ્રા વચન બન્ને આવ્યાં. એ બંન્નેને દ્રવ્યાનુયોગ આશ્રીને કહે છે તેનું વર્ણન ૮૦ મી ગાથામાં અર્ધ ભાગ જાણવો. નાસ્તિક વાદી જે જીવને માનતો નથી તેનું શું પૂછવું ?

**केणंति नत्थि आया, जेण परोक्खो त्ति तव कुविन्नाणं ।**
**होइ परोक्खतम्हा, नत्थित्ति निसेहए कोणु ? ॥ ७९ ॥**

**ટીકાનો અર્થ**—બોલ ભાઈ, તું આત્મા કેમ નથી માનતો !' ઉત્તર પરોક્ષ છે તેથી, પ્રશ્ન-તારૂં કુવિજ્ઞાન જે જીવનો

નિષેધ કરે છે તે પણ પરોક્ષ છે. અમારી પાસે પ્રમાણ માગનારને પ્રત્યક્ષ દેખાતું નથી તેથી તારી યુક્તિ વડેજ જીવના નિષેધનો નિષેધ થયો, તો નિષેધ કરનાર કોણ રહ્યું ? અને તેથી વિવક્ષના અભાવમાં વિશિષ્ટ શબ્દની ઉત્પત્તિ નથી. આમાં પણ દ્રષ્ટાંત ટુંકાણમાંજ છે.

**अन्नात्रपसओ माहिवाई जेसिं नत्थि जीवो उ ।**
**दाणाइफलं तेसिं, न विज्जइ चउह तदूदोसं ॥ ८० ॥**

**ટીકાનો અર્થ**—હવે બીજી રીતે નાસ્તિક વાદીને પકડવો તે કહે છે. જેઓમાં જીવ નથી તેમને દાન વિગેરેનું ફળ પણ નથી. તેમને દાન, ભોગ સમાધિ, તપ સ્વર્ગ, અપવર્ગ વિગેરે કશું નથી. આવું સાંભળીને નાસ્તિકો બોલશે, 'ભલે ન હો. એમાં અમને નુકસાન શું ? એમ માની લેવાથી કંઇ નુકસાન થતું નથી.' તેવાને કહેવું, કે 'આ સંસારના જીવોમાં શોક, દુઃખ, રિદ્ધિ, વૈભવ વિગેરે અનેક ભેદો દેખાય છે તેનું કારણ શું માનો છો ?' આથી તેઓ ચૂપ થશે. આ ટુંકાણમાં કહ્યું. ઉદાહરણ દેશના ચરણ કરણ અનુયોગની માફકજ કહેવી. નિશ્રા દ્વાર સમાપ્ત. પ્રથમ પૃચ્છા અને પછી નિશ્રા અનુક્રમે કહ્યાં. હવે દોષદ્વાર તે અવયવથી કહેવાને બદલે ઉપન્યાસ માટે કહે છે (આ ગાથાના છેવટનાં ભાગમાં ચાર પ્રકારે દોષ બતાવ્યા તે ઉદાહરણના દોષ અથવા ઉદાહરણ વડેજ સમાન અધિકારી તે દોષો. આ સમાસને આશ્રી છે. હવે ચાર પ્રકારના દોષો બતાવવાને માટે કહે છે.

**पढमं अहम्मजुत्तं, पडिलोमं अत्तणो उवन्नासं।
दुवणियं तु चउत्थं, अहम्मजुत्तंमि नलदामो ॥ ८१ ॥**

**ટીકાનો અર્થ**—પહેલું અધર્મયુક્ત જેમાં પાપ વૃદ્ધિ થાય. ૨. પ્રતિકુળ ૩ જેમાં પોતાનુંજ ખંડન થાય. તેમ બોલવું ૪. દુષ્ટ બોલવું. હવે તેના ભાવાર્થને કહે છે. અધર્મયુક્તમાં નલદામ વણકરનું લૌકિક ઉદાહરણ છે. એનો છેવટનો ભાગ કથાથી જાણવો. તે આ પ્રમાણે છે. ચાણાક્યે નંદ રાજાને ઉઠાડી ચંદ્રગુપ્તને ગાદીએ બેસાડયો ત્યાં સુધી જાણવું. હવે મુદ્દાની વાત કહે છે. નંદના માણસોએ ચોરનો સંગ કરી નગરને લું-ટવા માંડયું. ચાણાક્યે એ ચોર પકડનારને શોધવા માંડયો ચાણાક્ય બાવો બની હાથમાં ત્રિદંડ રાખી તે નગરમાં ફરતાં તે નલદામ કોળી પાસે બેઠો જે કાપડ વણતો હતો તે વખતે તેના છોકરાને મકોડો કરડયો. વેર લેવાને કોળીએ મકોડાનું દર ખોદી મંકોડા બાળી મૂકયા. ચાણાક્યે પૂછયું, 'આમ કેમ બાળી મૂકે છે?' કોળીએ કહ્યું, 'જો મૂળ ન ખોદીએ તો પાછા કોઇ વખત કરડે.' ચાણાક્યે વિચાર્યું, 'આ ઠીક છે. બધાને જડમૂળથી ઉખેડી નાશ કરશે તેથી તેને ચોર પકડનારો બનાવ્યો. તેણે ચોરનો વેશ લઇ પોતે ચોર ભેગો મળી ગયો. અને કહ્યું કે આપણે બધા મળી ખુબ માલ લુંટીએ. વિશ્વાસ લાવી ચોરે બીજા બધા ચોરોને બતાવ્યા. એ પ્રમાણે બધા ચોરોને મેળવી કોળીએ બધા ચોરોને મારી નાંખ્યા. આ અધર્મયુક્ત દૃષ્ટાંત કોઇને કોઇને કહેવું નહિ. જોકે આ લૌકિક છે પણ લોકોત્તર આશ્રી ચરણ કરણ અનુયોગને આશ્રી પણ સમજી લેવું કારણકે એકને

ગ્રહણુ કરતાં બીજું સમજાય છે. દ્રવ્યાનુયોગમાં પણ વિદ્યાના બલ વડે કોઇ સાથે વાદ થાય તો જેમ નવાં નવાં જનાવર બનાવી શત્રુનાં બનાવેલાં જાનનરનો નાશ કરવો, કરાવવો તે અયોગ્ય છે (જેમકે ત્રિરાશિ પંથ કાઢનારે પરિવ્રાજક સાથે વાદ કરી મોર, નોળીઆ વિગેરે બનાવી તે વડે જીવ હત્યા કરાવી) તેમ ન કરવું. કલ્પસૂત્રમાં સમાચારીમાં આ કથા છે ત્યાંથી જોઈ લેવી જો કે તેમાં પરિવ્રાજક હાર્યો પણ જીતનાર સાધુનો ખોટો હઠવાદ વધ્યો અને જીવ હિંસા કરવાથી પોતાનું ચારિત્ર ખોઈ બેઠો. ઉદાહરણુનો દોષ આ અધર્મયુક્ત હોવાથીજ છે. આ અધર્મ દ્વાર કહ્યું અને હવે પ્રતિલોમ ઉદાહરણુ દ્વારના અવયવ અર્થને વીવરીને કહે છે.

**पडिलोमे जह अभओ, पज्जोयं हरइ अवाहिओ संतो ।**
**गोविंद वायगोऽवि य जह परपक्खं नियत्तेइ ॥ ८२ ॥**

**ટીકાનો અર્થ**—પ્રતિલોમ ઉદાહરણુ દોષ છે, તેમાં અભયકુમારનું દ્રષ્ટાન્ત છે. તેણે પ્રદ્યોતરાજાને હરાવ્યો હતો. (ત્રિકાળ ગોચર સૂત્ર અર્થ :બતાવે છે માટે ગાથામાં વર્તમાન નિર્દેશ છે). ભાવાર્થ કથાથી જાણુવો. જેમ આવશ્યકમાં શિક્ષા અધિકારમાં છે તેમજ જાણી લેવો. આ લૌકિક પ્રતિલોમ છે. હવે લોકોત્તર દ્રવ્યાનુયોગને આશ્રી કહે છે.

૮૨મી ગાથાના છેવટના બે પદોમાં ગોવિંદ વાચકનો અધિકાર છે. એના વડે ચરણુ કરણુના અનુયોગને આશ્રી પણુ સૂચવેલું જાણુવું. કારણુ કે પહેલું છેલ્લું લઇએ તો વચલું આપો આપ આવી જાય. તેમાં તે ચરણુ કરણુમાં જરાએ વિરૂદ્ધ ન

કરવું. જેઓ ભવ ભ્રમણનો ભય ધરાવતા હોય તેમને અતિ પીડા ન થાય તેમ સમજાવવા યથોચિત દ્રવ્યાનુયોગમાં ગોપેન્દ્ર વાચકનો અધિકાર છે તેમાં પોતે પર પક્ષને નિવર્તે છે. તે પોતે પૂર્વે બૌદ્ધ હતો. બીજાને વિનાશ કરવાના વિજ્ઞાન માટે દિક્ષા લીધી. પાછળથી બોધ થતાં ઉત્તમ જૈન સાધુ થયો અને મહાવાદી બન્યો. ૧ દ્રવ્યાર્થીક નયનું વચન પર્યાય નયના વિષયમાં કહેવું એજ પ્રતિકુળ, અને સુખ દુઃખાદિનો અભાવ ઉલટો ઉલટો કહેવો તે પ્રતિકુળ કહેવાય. ૧ બીજા એમ કહે છે, દુષ્ટ વાદી કંઈ બોલે તે પ્રતિકુળ હોય અને આપણા લાભને નુકશાન કરતું હોય તો તેનાથી ઉલટું સિદ્ધ કરી તેનું ખંડન કરવું. જેમકે વાદી જીવ અજીવ બે રાશી કહે તો જીવ, અજીવ, નો જીવ,ની ત્રણ રાશિ સ્થાપના કરવી. (આ જીત થાય. પણ તે જૈન ધર્મથી વિરૂદ્ધ હોવાથી જીત પણ હાર કરતાં બુરી છે) આમાં ઉદાહરણનો દોષ આ છે, પહેલા પક્ષમાં સાધ્ય અર્થની સિદ્ધિ થથી નથી અને બીજા પક્ષમાં શાસ્ત્ર વિરૂદ્ધ ભાષણથી દોષ લાગે. હવે આત્મ ઉપન્યાસ દ્વારનું વર્ણન કરે છે.

**अत्त उवन्नासंमि य तलागभेयंमि पिंगलो थवई ।**

**ટીકાનો અર્થ**—આત્માનોજ ઉપન્યાસ બતાવવો તે આત્મ ઉપન્યાસ. એમાં દ્રષ્ટાન્ત. તડાગ ભેદમાં પિંગલ કારીગરનું ઉદાહરણ છે. તેના ભાવાર્થની કથા કહે છે. એક રાજાએ આખા રાજનું સારભૂત તળાવ બનાવ્યું. પણ તે તળાવ દર વરસે ભરાઇને ખાલી થઇ જાય. તેથી રાજાએ વિચાર્યું કે તેનો શું ઉપાય કરવો ? જેથી પાણી કાયમ રહે, ત્યાં એક કપિલ નામનો કારી-

ગર કહે છે, 'હે મહારાજ, પિંગલ એટલે જેનાં દાઢી મૂછ કપિલ રંગનાં હોય તેમ માથું પણ તેવાજ રંગનું હોય તેને અહિં જીવતાંજ મારીને દાટો તો તળાવ ન ભેદાય. ત્યારે રાજપુત્ર જે પ્રધાન હતો તેણે કહ્યું. 'હે રાજન, એવો માણુસ શોધ્યો જડતો નથી, માટે આ તેવો દેખાય છે તેનેજ ઉપયોગમાં લો 'રાજાએ પણ તેમજ કર્યું. આનો સાર એ છે કે એવું ન બોલવું જેથી પોતાનોજ નાશ થાય. જેવું આ લૌકિક છે તેવું એક જાતિવાળું હોવાથી લોકોત્તર પણ જાણી લેવું. તેમાં ચરણ કરણના અનુ-યોગમાં પણ એવું ન બોલવું. જેમકે જે નરાધમો લૌકિક ધર્મથી પણ અતિશય ભ્રષ્ટ થયેલા છે અને જેઓ દ્રવ્ય શૌચ પણ કરતા નથી તેમને ધર્મ આરાધના (પવિત્ર શૌચ) ક્યાંથી થાય? વિગેરે દ્રવ્યાનુયોગમાં એકેન્દ્રિય જીવો વ્યક્ત ઉચ્છ્વાસ, નિશ્વાસ વિગેરે જીવ લિંગના સદ્ભાવવાળા નથી તે જીવ નથી. જેમકે ઘટ, તેથી એમાં અસદ્ભાવ નથી. તેથી તે જીવોજ છે. એમાં આત્માનું પણ તદ્રૂપની આપત્તિ વડે આત્માનું ઉપન્યાસ પણું ભાવવું. આમાં ઉદાહરણનો દોષ આત્માના ઉપઘાતને ઉત્પન્ન કરવા વડે પ્રકટ અર્થવાળો હોવાથી કહેતા નથી. (આમાં જે ઘટનું દ્રષ્ટાંત આપ્યું છે. તે ખોટું છે. અને બોલનારને બોલતાં ન આવડે તો પોતાને હાથે પોતાનું બોલવું ખંડિત કરાવે તેનું આ પ્રત્યક્ષ દ્રષ્ટાન્ત છે). હવે દુરૂપનીતદ્વાર કહેવાની ઇચ્છાથી કહે છે.

**अणिमिसगिण्हण, भिक्खुग कुरुवणीय उदाहरणं । ८३ ।**

**ટીકાનો અર્થ**—અહિં અનિમિષ માછલાં તેના ગ્રહણમાં

ભિક્ષુનું ઉદાહરણ છે. આ લૌકિક છે તેથી લોકોત્તર પણ જાણી લેવું. તે સંબંધી આ કથા છે, કોઈ એક બૌદ્ધ હાથમાં જાળ લઈ માછલાં મારવા ચાલ્યો રસ્તામાં કોઇ ધૂર્તે પૂછ્યું, 'હે આચાર્ય, આ તમારી ગોદડી ઘણી ફાટેલી છે.? ઉત્તર-'એ તો જાળ છે.' વિગેરે (શ્લોકનો અર્થ) ઉત્તર-'એ તો માછલાંની જાળ છે.' પ્રશ્ન—'કેમ માછલાં ખાઓ છો?' ઉત્તર-'દારૂ સાથે.' પ્રશ્ન-'દારૂ પીઓ છો?' ઉત્તર-'વેશ્યા સાથે બેસીને. પ્રશ્ન-'વેશ્યાને ત્યાં જાઓ છો?' ઉત્તર-શત્રુના ગળે પગ મૂકીને.' પ્રશ્ન-'તમારે શત્રુઓ છે!' ઉત્તર-'જેઓના ઘર ફાડું તે.' પ્રશ્ન-'તું ચોર છે?' ઉ-તર-જુગારના વાસ્તે.'-તું જુગારી છે!' ઉ-તર-'હું દાસી પુત્ર છું.' (આમાં બધું પોતાને હાથે પોકલ બોલે છે.) આ લૌકિક દૃષ્ટાંત છે. હવે ચરણ કરણ અનુયોગમાં સમજવું કે જે વડે જૈન ધર્મનું લોક ખોટું બોલે તેવું આપણે ન બોલવું. વાદ પણ એવો ન કરવો કે જેથી અન્ય લોકો જૈન ધર્મની હાંસી કરે. આમાં ઉદાહરણ દોષ પ્રકટ છે. દુરૂપનીતદ્વાર સમાપ્ત. મૂળદ્વારો તથા ઉદાહરણ દોષ કહ્યા પછી હવે ઉપન્યાસ દ્વાર કહે છે.

**चत्तारि उवन्नासे तव्वत्थुग अन्नवत्थुगे चेव ।**
**पडिनिभए हेउम्मि, य होंति इणमो उदाहरणा ॥८४॥**

**ટીકાનો અર્થ**—ઉપન્યાસને વિચારતાં ચાર ભેદ થાય છે, તે આ છે. સૂચના કરવાથી સૂત્ર. તેનો અધિકાર અનુસરીને થાય તે વસ્તુનો ઉપન્યાસ. તેજ પ્રમાણે અન્ય વસ્તુ ઉપન્યાસ તથા પ્રતિનિભ ઉપન્યાસ. તથા હેતુ ઉપન્યાસ આ ભેદો તે હવે

પછી કહીએ છીએ તે ઉદાહરણથી જાણવું. એનો વિશેષ ભાવાર્થ દરેક ભેદમાં નિર્યુક્તિકાર પોતે કહેશે. તેમાં પહેલો ભેદ કહે છે.

**तव्वत्थुयंमि पुरिसो सव्वं भमिऊण साहइ अपुव्वं ।**

**ટીકાનો અર્થ**—તે વસ્તુનો ઉપન્યાસ એટલે પુરી અર્થાત્ શહેરમાં શયન કરવાથી પુરૂષ શબ્દ થયો. બધે ભમી આવીને અપૂર્વ કહે. આ અર્ધી ગાથાનો અર્થ છે. આમાં પણ વર્તમાન નિર્દેશ પૂર્વે કહ્યા પ્રમાણે જાણવો. કથાથી ભાવાર્થ જાણવો તે કહે છે એક દેવળમાં કાપડી જાતના બાવા મળ્યા હતા, તેઓ પરસ્પર પૂછે છે 'જે આશ્ચર્ય જોયું હોય તે કહો. એક કાપડી બોલ્યો કે મેં આશ્ચર્ય જોયું છે. પણ તપાસ કરતાં અહિં જો કોઇ શ્રાવક છુપાયલો ન હોય તો કહું. બીજાએ કહ્યું, 'અહિં શ્રાવક નથી.' તેણે કહ્યું, 'મેં રસ્તામાં ફરતાં પૂર્વે વૈતાલિકા નગરીમાં સમુદ્રના કિનારે એક મોટું ઝાડ જોયું, તેની એક શાખા જમીન ઉપર અને બાકીની સમુદ્રમાં હતી. હવે જે પાંદડાં સમુદ્રમાં પડયાં તે જળચર જીવ થયા અને જે જમીન ઉપર પડયાં તે સ્થલચર પ્રાણી થયાં ત્યારે બીજા બાવા બોલ્યા, 'આ દેવ ભટ્ટારકે ખુબ આશ્ચર્યની વાત કરી. ત્યારે ત્યાં એક છુપાયલો શ્રાવક બોલ્યો, 'ભાઇ, એ તો ઠીક પણ સમુદ્ર અને જમીન એ બન્નેની વચમાં કિનારા ઉપર પાંદડાં પડે તેનું શું થાય! ત્યારે તે બાંવો ગભરાઇને બોલ્યો, 'મેં પહેલાં નહોતું કહ્યું કે શ્રાવક ન હોય તોજ મારે કહેવું?' એમ કહીને ફીક્કો પડી ગયો. આ પડેલી વસ્તુને અધિકારે તે દૃષ્ટાંત આપ્યું. આ

લૌકિક છે. એજ ન્યાયથી લોકોત્તર પણ જાણવું. તેમાં ચરણ કરણ યોગમાં કોઇની સાથે કોઈ અસત્ય વાતનો કદાગ્રહ કરતો હોય તો તેના બોલવામાંથી ભૂલ પકડીને તેને સમજાવવો. જેમકે કોઇ બોલે કે માંસ ભક્ષણ, દારૂ કે મૈથુનમાં દોષ નથી કારણ કે એ તો જીવોની પ્રવૃત્તિ સાધારણ છે. પણ નિવૃત્તિ કરે તો મહાન ફલદાયી છે. પ્રવૃત્તિ વિના નિવૃત્તિના ફળનો અભાવ હોવાથી આજ પ્રમાણે યોજાય. નિર્વિષયપણાથી અને અસંભવ પણાથી ફળ નિબંધન નિવૃત્તિના નિમિતપણાવડે પ્રવૃતિપણ અદુષ્ટજ છે. અહિં કહીએ છીએ. અહિં નિવૃત્તિનું જે મહા ફળ બતાવ્યું તે દુષ્ટ પ્રવૃત્તિના ત્યાગના નિરૂપણ માટે ? અથવા અદુષ્ટ પ્રવૃત્તિના પરિહાર રૂપપણે ? જો વાદી પહેલો પક્ષ પકડે કે દુષ્ટ પ્રવૃત્તિનો પરિહાર, તો કેવી રીતે પ્રવૃત્તિનું અદુષ્ટપણું છે ? પ્રવૃત્તિ તો દોષવાળી છે, બીજો પક્ષ લે કે અદુષ્ટ પ્રવૃત્તિનો પરિહાર છે, તો નિવૃત્તિનું પણ અદુષ્ટપણું થવાથી તેની નિવૃત્તિ પણ પ્રવૃત્તિ રૂપે મહાફળ આપવાનો પ્રસંગ આવશે. તે પ્રમાણે માનતાં પહેલાં અને પછીનો વિરોધ આવે છે. (વાદીનું ખંડન એવી રીતે કર્યું કે તું નિવૃત્તિને મહાફલદાયી બતાવે છે અને જો તું નિવૃત્તિને નિર્દોષ માનીશ તો તારી પૂર્વની પ્રવૃતિ અદોષજ થશે. માટે તારૂં વચન ખોટું થશે) હવે દ્રવ્યાનુયોગના અધિકારથી કહે છે. જો કોઇ એમ કહે કે જીવ એકાંત નિત્ય છે કારણ કે તે આકાશ માફક અમૂર્ત છે તો તેણે તેજ અમૂર્તત્વ આશ્રીને તેનાજ ઉત્ક્ષેપન વિગેરેમાં અનિત્ય કર્મમાં તે સિદ્ધ કરવું. કર્મ અમૂર્ત અને અનિત્ય છે. (જેમ કોઇ વાદી

જીવને એકાંત નિત્ય માની આકાશ માફક અમૂર્તપણાનો હેતુ લાવી સિદ્ધ કરે તો તેના ખંડન માટે ઉંચે ફેંકવું વિગેરે અનિત્ય કર્મમાં પણ સિદ્ધ કરવું કે કર્મ પણ અમૂર્ત અને અનિત્ય છે). આમાં વૃદ્ધ મતવડે ઉદાહરણ દોષજ છે. જેમકે નૈયાયિકમાં અન્ય વસ્તુ સાધર્મ્ય સમ જાતિ છે. ઉપન્યાસ દ્વાર કહ્યું, હવે અન્ય વસ્તુ ઉપન્યાસ દ્વાર કહે છે.

**तयअन्नवत्थुगंमिवि अन्नत्ते होइ एगत्तं ॥ ८४ ॥**

**ટીકાનો અર્થ**—અન્ય વસ્તુના ઉદાહરણમાં અન્ય પણામાં એક પણું થાય છે. તેનો ભાવાર્થ કહે છે. કોઇ કહે છે જીવ અન્ય છે, શરીર અન્ય છે. આ બન્નેના અન્ય શબ્દમાં વિશેષપણું ન હોવાથી તેના વાચ્ય પદાર્થમાં પણ અવિશિષ્ટપણે એક પણાનો પ્રસંગ આવશે તે જીવની શરીરની ઉપેક્ષા તે અન્ય વસ્તુઓના ઉપન્યાસ વડે પરિહાર કરવો. કેવી રીતે કરવો? તે કહે છે. આ પ્રમાણે તો બધા પદાર્થ, પરમાણુંઓ, બે પરમાણુના સ્કંધ, તથા ઘટ પટ વગેરેનું એકપણું આવશે. અન્ય પરમાણુ અને બે પ્રદેશવાળા પણ બીજા. એમ બધે અન્ય શબ્દ અવિશિષ્ટપણે છે તેથી તેના વાચકપણાથી અવિશિષ્ટપણું હોવાથી તમને પણ તેજ દોષ આવશે. માટે અન્ય જીવ અને અન્ય શરીર એજ શોભાયમાન છે. આ દ્રવ્યાનુયોગનો વિષય છે. એના વડેજ બીજાનો પણ આક્ષેપ છે. તેમાં ચરણ કરણના અનુયોગમાં પૂર્વે કહેલા માંસ ભક્ષણનો દોષ નથી વિગેરે વાદીના કદાગ્રહમાં અન્ય વસ્તુના ઉપન્યાસ વડે ખંડન કરવું. કેવી રીતે ખંડન થાય તે કહે છે. કોઇ પણ જીવની હિંસા ન કરો એ વચન વડે

જીવ હિંસકોનું ખંડન થયું. લૌકિકમાં તેજ ઉદાહરણમાં અન્ય વસ્તુના ઉપન્યાસ વડેજ ખંડન થાય છે. જેમકે જે પાડીને ખાય અથવા એકઠાં કરે તેઓ શું કહેવાય ? હવે પ્રતિનિભનું દ્રષ્ટાન્ત કહે છે.

**तुज्झ पिया मह पिउणो धारेइ अणुणयं पडिनिभंमि।**

**અર્ધી ગાથાનો અર્થ**—તારા બાપને મારા બાપના એક લાખ રૂપીઆ દેવા છે, એનો ભાવાર્થ કથાથી જાણવો. એક નગરમાં એક પરિવ્રાજક તાપસને યોગ્ય સોનાનું વાસણ લઈ ચાલતો હતો. તે કહેતો હતો 'મને કોઇ નવી વાત સંભળાવે તો તેને આ આપી દઉં ત્યારે ત્યાં ઉભેલો એક શ્રાવક બોલ્યો; 'તારા બાપ પાશે મારો બાપ એક લાખ રૂપીઆ માગે છે, તેં એ વાત સાંભળી હોય તો લાખ રૂપીઆ આપ, અને ન સાંભળી હોય તો તારૂં વાસણ આપી દે, આ લૌકિક દ્રષ્ટાન્તથી લોકો-ત્તર પણ સમજી લેવું. તેમાં ચરણ કરણના અનુયોગમાં જેઓ સર્વથા હિંસામાં અધર્મ માને છે તેઓએ વિધિ વડે અનશન કરતાં તે સંબંધી અંતકાલે ખેદ થતાં આત્મહિંસા આપોઆપ થઇ એટલે અધર્મ સિદ્ધ થયો માટે તેમણે અધર્મરૂપ અનશન પણ ન કરવું દ્રવ્યાનુયોગમાં કોઈ એમ માનીને બોલે કે મારૂં વચન નિર્દોષ છે તો તેને કહેવું, 'બોલ. ઠીક. જીવ છે તો ઘટ વિગેરે પણ છેજ, અને તેથી તેઓમાં પણ જીવત્વનો પ્રસંગ આવશે જે તું માનતો નથી.

**किं नु जवा किज्जंते ? जेण मुहाए न लब्भंति ॥ ८९ ॥**

**ટીકાનો અર્થ**—શા માટે જવ ખરીદો છો? મફત નથી મળતા તે માટે, આનો ભાવાર્થ કથાથી જાણવો. તે આ પ્રમાણે છે. કોઈ વેપારી જવ ખરીદતો હતો. ત્યારે બીજાએ પૂછ્યું, 'કેમ ખરીદ કરે છે!' પેલાએ ઉત્તર આપ્યો, 'ભાઇ, મફત નથી મળતા, આ લૌકિક હેતુ ઉપન્યાસ છે. એથી લોકોત્તર પણ જાણવું. આ લૌકિક ઉદાહરણ છે. હવે હેતુ ઉપન્યાસમાં એના વડે લોકોત્તર પણ જાણી લેવું. ચરણકરણઅનુયોગમાં જો કોઇ શિષ્યને પૂછે કે આ ભિક્ષા માટે ભટકવું વિગેરે દુઃખદાયી ક્રિયા શા માટે કરવી? ત્યારે ઉત્તર આપવો કે ભાઇ જેના વડે ભવિષ્યમાં એથી પણ અધિક વેદના નરકાદિમાં ભોગવવી ન પડે. દ્રવ્યાનુયોગને આશ્રી કોઈ પૂછે છે કે આ આત્મા ચક્ષુ વિગેરેથી કેમ દેખાતો નથી? તેવાને કહેવું કે તે અતીન્દ્રિય છે તેથી નથી દેખી શકાતો. હેતુદ્વાર સમાપ્ત. તે કહેવાથી ઉપન્યાસ દ્વાર પણ જાણી લેવું. અને તેનાથી ઉદાહરણ દ્વાર પણ સમજવું. હવે હેતુ કહીએ છીએ.

**अहवावि इमो हेऊ, विन्नेओ तत्थिमो चउ विगप्पो।**
**जावग थावग वंसग, लुसग हेऊ चउत्थो उ ॥ ८६ ॥**

**ટીકાનો અર્થ**—આ ભલે ઉપન્યાસ હો. ઉદાહરણના ચરમ ભેદ લક્ષણવાળો તે હેતુ છે, અહિં ગાથામાં 'અપિ' શબ્દ સંભાવના રૂપ છે. તે એમ બતાવે છે કે આ અન્ય દ્વારજ ઉપન્યાસ અંદર રહેલા ગુણપણે હોવાથી અહેતુ પણ છે. વળી આ હેતુ જાણવો. એટલે અંદર ઉપન્યાસ રહેલ છે તેથી હવે કહેવાનો હેતુ ચાર ભેદ વાળો જાણવો. તે વિકલ્પ બતાવે છે. યાપક,

સ્થાપક, વ્યંસક અને લૂષક. બીજા આચાર્ય આ પ્રમાણે કહે છે. હેતુ તે દ્વાર હવે કહેવાય છે. તે ચાર પ્રકારે જાણવું. તેનું પણ ઉદાહરણ કહ્યું. (હેતુ દ્વાર હવે કહેવાય છે તે ચાર પ્રકારનું છે એમ અર્થ લેવો.) બાકીનું અર્ધ પૂર્વ માફક જાણવું. આ ગાથાનો અર્થ ટુંકાણુમાં કહ્યો છે. એનો પુરો ખુલાસો જરૂર પડયેથી અવસર આવ્યે આગળ કહેશે. :હવે પહેલો ભેદ પોતેજ કહે છે.

**उब्भामिगा य महिला, जावग हेउंमि उंट लिंडाई ।**

ટીકાનો હેતુ—કુલટા સ્ત્રી જે યાપન કરે તે યાપન. તેજ હેતુ તે યાપક હેતુ. તેનું ઉદાહરણ (એ વાત બાકી છે. ઊંટના લીંડાં એની કથામાં સૂચવશે. એનો ખુલાસો કથાથી જાણવો, તે) આ પ્રમાણે છે. એક વાણીઓ સ્ત્રીને મુકીને પરદેશ ગયો. કહેવત છે કે 'જેમનું દ્રવ્ય નાશ થાય છે. અથવા નવું દ્રવ્ય કમાવા અથવા અપરાધ કરેલો હોય છે અને જેઓએ વિદ્યા પ્રાપ્ત નથી કરી તેઓ મુખ્યત્વે કરીને પરદેશને સેવે છે." તેની સ્ત્રી વંઠેલી હતી. તે કોઇ પુરૂષ સાથે સંબંધમાં પડી, વાણીઆને ઘરમાં રહેલો જાણીને તેને તે કહેવા લાગી 'પરદેશમાં જાઓ?' વાણીઆએ કહ્યું, 'શું લઇને જાઉં?' તેણીએ કહ્યું, 'ઉંટના લીંડાં લઇને ઉજ્જયીની નગરીમાં જાઓ.' તે ભોળો હોવાથી ગાડું ભરીને ઉજજયીની ગયો જતી વખતે સ્ત્રીએ કહ્યું, 'એક એક મહોરે લીંડું વેચજો' એટલે કે સ્ત્રીએ વિચાર્યું કે એ પ્રમાણે કોઇ લે નહિ અને તે ઘણા કાળ સુધી ત્યાં રહેશે. તે પ્રમાણે તે ગયો. બજારમાં વેચવા લાગ્યો પણ કોઈ તેને કંઈ પણ પૂછતું નહોતું. મૂળદેવે તે જોયું અને

પૂછ્યું. તેણે તે કહ્યું, 'મૂળદેવે વિચાર્યું' કે આ બિચારાને સ્ત્રીએ ઠગ્યો છે. તેથી તેણે કહ્યું, :'હું આ તારા લીંડાં વેચી આપું, પણ તારે મને અર્ધો ભાગ આપવો' પેલાએ તે કબુલ કર્યું. ત્યારપછી મૂળદેવ હંસ માગી લાવીને આકાશમાં ઉડયો અને નગરના મધ્ય ભાગમાં ઉડી કહેવા લાગ્યો, 'જેના ગળામાં ચેટ (દાસ) રૂપનાં ઉંટનાં લીંડાં ન બાંધેલાં હોય તેને હું મારી નાંખીશ હું દેવ છું,' તેથી બધા લોકોએ ડરીને એક એક મહોરથી ઉંટનાં લીંડાં લીધાં. બધાં ખપી ગયાં, તેથી મૂળદેવને અર્ધા પૈસા આપ્યા. જતી વખતે મૂળદેવે કહ્યું, 'અરે ભાગ્યહીન! તારી સ્ત્રી કોઈ ધુર્ત સાથે લાગેલ છે તેથી તને આવું ખોટું શીખાવીને મોકલ્યો.' તેણે તે વાત માની નહિ. મૂળદેવે કહ્યું, 'ચાલ, આપણે સાથે જઇએ. તું માનતો નથી માટે તને દેખાડું' બન્ને સાથે વેશ બદલી ગયા. સંધ્યાકાળે આવીને ઉતારો માંગ્યો. બાઇએ અણજાણ્યે ઉતારો આપ્યો. બન્ને જણા બેઠા, ધુર્ત આવ્યો એટલે તે સ્ત્રી જોડે બેસીને ગાવા લાગી. 'લક્ષ્મીનું મંદીર અને વેચવાની વસ્તુઓને ધારણ કરનાર મારો પતિ વેપારમાં રક્ત થઇને પરદેશમાં ગયેલ છે :તે સેંકડો વર્ષ જીવો અને ઘેર જીવતો કદી ન આવો.' મૂળદેવે કહ્યું, 'કેળના વનનાં પાંદડામાં વીટાયલી તું સાંભળ. જે દૈવત સાથે ઢોલક વાગે છે તે એક મુહૂર્ત માત્ર સાંભળી લે. પછી મૂળદેવે બાઇને કહ્યું, 'હે ધૂર્ત સ્ત્રી આ શું? પછી પ્રભાતમાં નીકળીને પાછો આવ્યો. તેની સામેજ બેઠો કોણ? મૂળદેવ! ત્યારે તે બાઈ ગભરાઇને સામે આવી. તે વખતે ખાવા પીવાનું ચાલતાં વાણીઆએ તેનાં ગાયેલાં ગીત સુધી બધું

યાદ કરી આપ્યું. આ લૌકિક હેતુ છે. લોકોત્તરમાં પણ ચરણ કરણના અનુયોગમાં કોઈ ભોળો શિષ્ય આ વાણીયા માફક કોઇ ધર્મ પદાર્થને ન માને તો સમય આવ્યેથી વિદ્યા વિગેરેથી અ-થવા દેવી બોલાવી તેની મારફતે શ્રદ્ધાવાળો કરવો. તથા દ્રવ્યાનુ-યોગમાં પણ પ્રતિવાદીને જાણી ઘણા વિશેષણવાળો હેતુ કહેવો જેથી વાદીને વિચારતાં ઘણો સમય થાય. ત્યાં સુધીમાં તેનો ઉત્તર પણ સુખેથી દેવાય તેથી પણ જો ન સમજે તો જેમ શ્રીગુપ્ત મહારાજે પોતાના શિષ્ય ષડુલૂકને કુત્રિકાપણ ચર્ચરી (એટલે દેવના અધિષ્ઠિત સર્વ વસ્તુઓ વેચવાની દુકાન) માંથી પદાર્થ મંગાવ્યા અને સમજાવ્યો તેમ જૈન ધર્મ સિદ્ધ કરવો. યાપક એટલે ઘણો કાળ વીતાડવો તે. (જેમ દુષ્ટ હેતુથી સ્ત્રીએ કર્યું હતું તેમ નહિ. પણ સારા કાર્યમાં વિચારવા માટે વધારે વખત લેવો.) હવે સ્થાપક હેતુ કહે છે.

**लोगस्स मज्झजाणण थावग हेऊ उदाहरणं ॥ ८७ ॥**

**ટીકાનો અર્થ**—૧૪ રજ્જુ આત્મક જે લોક છે તેનો મધ્ય ભાગ કર્યો. આ સ્થાપક હેતુનું ઉદાહરણ છે. ભાવાર્થ કથાથી જાણવો. તે આ પ્રમાણે છે. એક બાવો ચાલતાં ચાલતાં બોલતો હતો 'ક્ષેત્રમાં દાન વિગેરે સફળ છે. દાન સમક્ષેત્રમાં કરવું. હું લોકનું મધ્ય જાણું છું પણ બીજા જાણતા નથી. તેથી લોકો તેનો સત્કાર કરતા હતા. તેને પૂછતાં તે ચાર દિશામાં ખીલા ઘાલી દોરી વડે પ્રમાણ કરીને કપટથી કહે છે 'આ લોકનો મધ્ય ભાગ છે.' લોકો આશ્ચર્ય પામ્યા કે આ પંડિતે મધ્ય જાણ્યું છે. એક શ્રાવકે જાણ્યું કે આ ધૂર્ત લોકો-

ને વ્યર્થ ઠગે છે તો હું તેને સીધો કરૂં. એમ વિચારી ત્યાં જઇ કહ્યું, 'તારો કહેલ તે લોકને મધ્ય ભાગ નથી.' તેથી શ્રાવકે ફરીથી માપ કરી બીજું સ્થળ બતાવ્યું કે આ લોકનો મધ્ય ભાગ છે. લોકો ખુશ થઇ ગયાં. બીજા આચાર્ય એમ કહે છે કે અનેક સ્થાનમાં જૂદું જૂદું મધ્ય સ્થાન બતાવી તેનો વિરોધ બતાવ્યો. આ પ્રમાણે જેમ પરિવ્રાજકને ખોટું બોલતો અટકાવ્યો તે લૌકિક દ્રષ્ટાંત છે તેમ લોકો-તરમાં પણ ચરણ કરણ અનુ-યોગમાં કુવચન (અસંભાવનીય) વચન કહેનારા અસત્ય બોલનાર શિષ્યને એજ પ્રમાણે પ્રતિબોધ કરાવવો. વળી દ્રવ્યાનુયોગમાં પણ સાધુએ એવું બોલવું અને એવો પક્ષ ગ્રહણ કરવો કે બીજો ઉત્તર આપવા સમર્થ ન થાય અને આપણા બોલવામાં પૂર્વ અને પછીનો વિરોધ દોષ ન આવે. સ્થાપક કહેવાયું. હવે વ્યંસક કહે છે.

**सा सगडतित्तिरी वंसगंमि हेउम्मि होइ नायव्वा।**

**ટીકાનો અર્થ**—શકટ તિત્તિરી વ્યંસક હેતુમાં જાણવી. તે ગાથાનો અર્થ છે. ભાવાર્થ કથાથી જાણવો. તે આ પ્રમાણે છે. જેમ એક ગામડીઓ ગાડામાં લાકડાં ભરીને નગરમાં આવ્યો. તેણે રસ્તામાંજ આવતાં એક મરેલું તીતર જોયું. તે લઈને ગાડા ઉપર મૂકી નગરમાં પેંઠો. નગરમાં પ્રવેશ કરતાં તેને એક ધૂર્ત મળ્યો. તેણે પૂછ્યું, 'આ ગાડાવાળું તીતર કેટલામાં આપીશ.' તેણે સાક્ષીઓ રાખ્યા અને તીતરી સહીત ગાડું લીધું. આ વ્યંસક હેતુ છે. (પછી આગળ ગુરૂ વાત કહે છે.) તે બિચારો ગામડીઓ ઉદાસ થઇને બેઠો હતો તેવામાં મૂળદેવ જેવો

બુદ્ધિમાન માણસ આવ્યો. તેણે પૂછ્યું, 'હે ભાઈ, તું શું વિચાર કરે છે ?' તેણે કહ્યું, 'મને કોઈ બદમાસે આવી ઠગીને મારૂં ગાડું છીનવી લીધું છે. તેણે કહ્યું, 'ન ડર' તું ઉપચારવાળું મથેલું સકતુક માગ.' પછી તેણે અંદરની ગુપ્ત વાત શીખવી. એમ શીખીને તેની પાસે તે ગયો અને માંગ્યું કે, 'તેં મારૂં ગાડું લીધું તો હવે મને ઉપચારવાળો મથેલો સકતુક આપ.' પહેલાએ કહ્યું, 'ઠીક ? ઘેર લાવી બૈરીને વાત કરી કહ્યું. 'ઘરેણાથી સુશોભીત થઈ મહાન્ વિનય સાથે આ પરોણાને મથેલું સકતુક આપ ! તેણીએ તે પ્રમાણે કર્યું. પેલા ગાડાવાળાએ કહ્યું, 'મારી આંગળી કપાયલી છે. આ ચીંથરી વીંટેલ છે, તેથી મથવાને હું શક્તિવાન નથી. તું મથીને આપ.' મન્થન કરતાં તેણે સ્ત્રીને હાથવો ઉપાડી અને પોતાની સાથે લઈ પોતાને માર્ગે પડયો. અને રસ્તામાં લોકોને કહે છે જુઓ, 'મેં ગાડા સાથે તીતર આપીને સકતુક મન્થન કરનારી બાઇડી ગ્રહણ કરી.' ત્યારે ગભરાઇને ધૂર્તે ગાડું પાછું આપ્યું. અને પેલાએ તેની બાઇડી છોડી દીધી. આવીજ રીતે લૂસક હેતુ પણ કથાથી જાણવો આ લૌકિક છે. લોકોત્તરમાં પણ ચરણ કરણ અનુયોગમાં કુયુક્તિ કરનારને જેવી તેની કુયુક્તિ હોય તેવી તેને સુયુક્તિ બતાવી કબજે લેવો કે તે ઠેકાણે આવી જાય. દ્રવ્યાનુયોગમાં પણ કોઇ કુવાદી આવીને કહે કે 'જિન પ્રણિત ધર્મમાં જીવ પણ છે અને ઘડો પણ છે. હવે આ જીવ અને ઘટ બન્નેમાં 'છે' પણું એ સમાન છે તેથી જીવ અને ઘડાનું એકપણું થાય છે. જો તમે એમ કહો કે 'છે' ભાવથી જીવ જૂદો છે તો જીવ નથી એમ અભાવ થશે.

આ એટલા માત્રજ વ્યંસક હેતુ છે. લુસક વડે વળી એવો ઉત્તર આપવો કે 'હે વાદી, જો જીવ ઘટનું એકપણું માનીને બધાનું એકપણું થાય એવું તું માનતો હોય તો ઘટ, પટ, પરમાણુ, એ બે પ્રદેશવાળા સ્કંધ એ બધા 'છે' ક્રિયા પદથી જોડાય તો એ બધાને તું એક માને છે કે કેમ? જો તેમને એક ન માને તો અમારે પણ જીવ અને ઘટ જૂદા છે,' અહિં શિષ્ય ન જાણવાથી પૂછે છે. 'આ કેવી રીતે જાણવું કે સર્વ ભાવમાં અસ્તિપણું હોવા છતાં તે એક ન થાય? આચાર્ય ઉત્તર આપે છે 'અનેકાંત માર્ગ માનવાથી આ વાત સિદ્ધ થાય છે. જેમકે ખેર અને પલ્લાસ એ બન્ને જુદા છે અને બંને વનસ્પતિ છે. એવી રીતે જીવ પણ નિયમથી છે. અને 'અસ્તિ' ભાવમાં જીવ પણ હોય અથવા બીજો કોઇ પણ પદાર્થ અજીવ સંબંધી ધર્માસ્તિકાય વિગેરે પણ હોય. હવે લુષક આશ્રી કહે છે.

**तउसववंसग लुसग, हेउम्मि य मोयओ य पुणो ॥८८॥**

**ટીકાનો અર્થ**—ત્રપુષ વ્યંસકના પ્રયોગમાં લુષક હેતુમાં લાડુ એ દ્રષ્ટાન્ત છે. આ ગાથાનો અર્થ છે ભાવાર્થ કથાથી જાણવો. તે નીચે પ્રમાણે છે. જેમ એક ચીભડાં ભરેલ ગાડાવાળો નગરમાં પ્રવેશ કરતો હતો. તે પ્રવેશ કરતો હતો તેવામાં એક ધુર્તે તેને કહ્યું, 'જે આ ચીભડાનું ગાડું ખાઇ જાય તેને તું શું આપે?' ત્યારે ગાડાવાળાએ જવાબ આપ્યો, 'હું તેને એવો લાડુ આપુ જે નગરના દ્વારમાંથી બહાર ન નીકળે' ધુર્તે કહ્યું, 'ચીભડાનું ગાડું ખાઉં તો નગરદ્વારમાંથી ન નીકળે એવો લાડુ તું આપીશ?' જ્યારે તે ગાડાવાળાએ કબુલ કર્યું એટલે લુચ્ચાએ

સાક્ષીઓ રાખ્યા અને ગાડું ઉભું રાખીને તે ચીભડાંનો એકેક જીણો કકડો ખાઇને પછી ગાડાવાળાને કહ્યું, 'લાડુ આપ' ત્યારે ગાડાવાળો બોલ્યો, 'આ તેં ખાધાં નથી' લુચ્ચો બોલ્યો, 'જો ન ખાધાં હોય તો ચીભડાં વેચ.' જ્યારે વેચવા માંડયાં ત્યારે ખરીદ નાર આવ્યા અને તેઓ જોઇને બોલ્યા 'તારાં ચીભડાં ખવાયલાં છે, કોણ એ ખાધેલાંને વેચાતાં લે?' પછી તેનો ન્યાય કરાવ્યો, જેથી ગાડાવાળો હારી ગયો. આ વ્યંસક હેતુજ લુષક હેતુ નિમિત્તે અહિં આવ્યો છે. હવે ધૂર્ત મોદક માગવા લાગ્યો. ગાડાવાળો ગભરાયો. તેવામાં જુગારીઓ આવ્યા. તેમને ખુશ કરી ગાડાવાળે પૂછયું અને પોતાની બધી વાત કહી. તેથી ગાડાવાળાને તેઓએ કહ્યું, 'તું નાનો લાડુ નગરને દરવાજે રાખીને બોલ કે નગરના દરવાજેથી ન નીકળતા આ મોદકને લઇ લો,' જેથી ધુર્ત હાર્યો. (આ કથાનો સાર એ છે કે ધુર્તને મોટો લાડુ જોઇતો હતો જે દરવાજામાંથી પણ નીકળી ન શકે તેને બદલે એક નાની સરખી લાડુડીમાં કામ પતી ગયું.) આ લૌકિક દષ્ટાંત છે. લોકોત્તરમાં પણ ચરણ કરણ અનુયોગમાં કુશ્રુતિ ભાવિત એટલે એવી રીતે કુયુક્તિ કરનારને કહેવું જેથી પોતાની મેળે ઉચિત સમજી જાય. દ્રવ્યાનુયોગમાં વળી પૂજ્ય પુરૂષો કહે છે 'જે પૂર્વે બતાવેલ છે.' અન્ય આચાર્ય કહે છે કે કદાચ પોતેજ વ્યભિચારવાળો હેતુ બોલીને પારકાના વિશ્વાસ માટે કહેવાયું હોય અથવા ઉતાવળથી બોલાયું હોય તો તે હેતુને અન્ય નિરૂક્ત વચન વડે સ્થાપન કરવો. લુષક હેતુ કહ્યો. હવે પહેલાં કહ્યું હતું કે કોઇ જગ્યાએ બતાવશું" તે પ્રમાણે પાંચ અવયવોના

અધિકાર બતાવનારૂં 'ધમ્મો મંગલ' વિગેરે લક્ષણવાળું સૂત્ર અધિકારમાં બતાવે છે. અહિંસા; સંયમ અને તપ રૂપ જે ધર્મ છે તે ઉત્કૃષ્ટ મંગળ છે. આ અમારી પ્રતિજ્ઞા છે, અહિં ધર્મ ધર્મીનો નિર્દેશ છે. અહિંસા સંયમ તપ રૂપ એ ધર્મીનું વિશેષણ છે. ઉત્કૃષ્ટ મંગલ એ ધર્મ સાધવાને છે. ધર્મ ધર્મી સમુદાય એ પ્રતિજ્ઞા છે. આ અર્ધ શ્લોક વડે કહ્યું. દેવાદિથી પૂજીતપણું એ અમારો હેતુ છે. 'આદિ' શબ્દથી સિદ્ધ, વિદ્યાધર અને નર પણ પૂજે છે એમ જાણવું. આ શ્લોકના ત્રીજા પદ વડે કહેલ જાણવું. અરિહંત વિગેરે માફક તે દ્રષ્ટાંત છે. અહિં 'આદિ' શબ્દથી ગણધર વિગેરે લેવા. આ શ્લોકના ચોથા પદ વડે કહેલ જાણવું. ભાવ મનના અધિકારથી દષ્ટાંતમાં કંઇ વાંધો નથી. અહિં કહેવાનું એ છે કે જે દેવો વિગેરેથી પૂજાય તે ઉત્કૃષ્ટ મંગળ છે. જેમકે અરિહંત વિગેરે દ્રષ્ટાંત છે દેવાદિ પૂજીત ધર્મ એ ઉપનય છે. તેથી દેવાદિના પૂજીત પણાથી ઉત્કૃષ્ટમંગળ આ નિગમન જાણવું. આ છેલ્લા બે ઉપનય અને નિગમન સૂત્રમાં પૂર્વના ત્રણ કહેલા તેની સાથે નિરંતર રહેતા હોવાથી એ પણ બે ભેગા જાણી લેવા. હવે અવયવોનેજ સૂત્ર સ્પર્શિત નિર્યુકિત વડેજ સ્વીકારતાં કહે છે.

**धम्मो गुणा अहिंसाइया, उ ते परममंगल पइन्ना ।**
**देवावि लोग पुज्जा पणमंति सुधम्ममिह हेऊ ॥ ८९ ॥**

ટીકાનો અર્થ—ધર્મનો અર્થ પહેલો બતાવ્યો છે. ગુણ અહિંસાદિ. 'આદિ' શબ્દથી સંયમ તપ લેવાં, 'તુ' નો અર્થ, જ છે. તે અહિંસાદિજ. તે પરમ મંગલ છે એવી પ્રતિજ્ઞા. તથા

દેવ પણુ અહિં 'પણુ' શબ્દથી સિદ્ધ વિદ્યાધર, રાજા વિગેરે લેવા. લોકમાં તેઓ પૂજ્ય છે. તેઓ પણુ સારો ધર્મ પાળનારને નમે છે. આ હેતુનો અર્થ સૂચવે છે તેથી હેતુ જાણવો.

**दिट्ठंतो अरहंता अणगारा य बहवो उ जिणसीसा ।**
**वत्तणुवसं नज्जइ, जं नरवइणोऽवि पणमंति ॥ ९० ॥**

**ટીકાનો અર્થ**—દૃષ્ટાંતનો અર્થ પૂર્વે કહેલ છે. તે અશોક વૃક્ષ વિગેરે આઠ પ્રતિહાર્યથી શોભાયમાન પૂજાને યોગ્ય છે તેથી અરિહંત. તથા ઘણા સાધુઓ તે શ્રી જીનેશ્વરના શિષ્યો છે. ન ચાલે તે અગ–વૃક્ષ. તેના વડે કર્યું તે અગાર નામ ગૃહ. તે જેને હોય તે અગાર એટલે ગૃહસ્થી. અને તે અગાર ન હોય તે અણુગાર. ઘણા એટલે થોડા નહિ. રાગ વિગેરે જીનવાથી જીન. તેના શિષ્ય એટલે ચેલા તે ગૌતમ વિગેરે, વાદીની, શંકા–'અર્હ-દાદિ પરોક્ષ હોવાથી દૃષ્ટાન્તમાં અયુક્ત છે. અમે કેવી રીતે નિશ્ચય કરીએ કે દેવતા તેને પૂજે છે!' આચાર્યનો ઉત્તર 'પરોક્ષ એમ કહેતું દુષ્ટ છે, કારણુ કે સૂત્રનું ત્રણ કાળ બતાવવા પણું છે, તેથી કોઈ વખત પ્રત્યક્ષ પણ હોય છે. દેવો વિગેરે તેને પૂજે છે. તેના નિશ્ચય માટે કહે છે. પૂર્વે જે વીતી ગયું હોય તેની ખાત્રી વર્તમાન આશ્રી થાય છે. તે કેવી રીતે, તે કહે છે. રાજાઓ પણ હાલ ઉત્તમ સાધુને નમે છે, ઉત્તમ એટલે જ્ઞાન, દર્શન ચારિત્ર યુક્ત. એથી એમ જાણવું કે ગુણોનું પૂજ્ય-પણું સૂચવ્યું.

**उवसंहारो देवा जइ, तह रायावि पणमइ सुधम्मं ।**
**तम्हा धम्मो मंगल, मुक्किट्ठमिइ अ निगमणं ॥ ९१ ॥**

**ટીકાનો અર્થ**—ઉપસંહાર-ઉપનય તે આ છે. દેવો જેમ તીર્થંકર વિગેરેને તથા રાજા અથવા બીજા માણસ પણ હાલ સદ્ધર્મીને નમે છે તેથી દેવાદિથી પૂજનીક ધર્મ ઉત્કૃષ્ટ મંગળ છે એ નિગમન છે. પ્રતિજ્ઞા અને હેતુને બીજી વખત સિદ્ધ કરવું એ નિગમન છે. (અહિં સમજવા માટે સહેલું દ્રષ્ટાંત આપીએ છીએ. આ પહાડમાં અગ્નિ છે, એ પ્રતિજ્ઞા. ધુમાડો દેખાય છે તેથી આ હેતુ. ચૂલામાં ધુમાડો છે, ત્યાં અગ્નિ દેખાય છે તે દ્દષ્ટાંત. જેમ જ્યાં ધૂમાડો હોય ત્યાં અગ્નિ તેવી રીતે અહિં પણ ધુમાડો દેખાય છે માટે પહાડમાં અગ્નિ છે એ ઉપ-નય છે. અને તેથી સિદ્ધ થયું કે પહાડ અગ્નિવાળો છે એ નિગમન.) આ કહેવાથી અર્થનો અધિકાર પણ આવી ગયો કે ધર્મની પ્રશંસા છે. હવે જીનશાસનમાં અધિકાર બતાવી દસ અવયવ કહે છે. આ દશે અવયવ પ્રતિજ્ઞા વિગેરે શુદ્ધિ સહિત હોય છે. અવયવપણું તેજ તેના અધિકારના વાકયનો અર્થ ઉપ-કારકપણે હોવાથી પ્રતિજ્ઞા વિગેરે ભાવી લેવા. અહિં ઘણું કહે-વાનું છે, જે થોડામાં પતાવ્યું. હવે દસ અવયવ બતાવે છે.

**बिइयपइन्ना जिणसासणंमि साहेंति साहवो धम्मं ।**
**हेऊ जम्हा सब्भाविएसुऽहिंसाइसु जयंति ॥ ९२ ॥**

**ટીકાનો અર્થ**—પાંચ અવયવમાં બતાવેલી પ્રથમ પ્રતિ-જ્ઞાની અપેક્ષાએ આ બીજી પ્રતિજ્ઞા છે. એક પ્રતિજ્ઞા પૂર્વે કહી ગયા. બીજી હવે કહે છે. તે જીનશાસનમાં સાધુઓ સાધે છે. ધર્મીનો ધર્મનો અર્થ પૂર્વે કહ્યો છે. અહિં સાધુઓ એ ધર્મીનો નિર્દેશ છે. શેષ સાધ્ય ધર્મ છે. આ પ્રતિજ્ઞાનો નિર્દેશ છે. હવે

હેતુનો નિર્દેશ કહે છે. જે હેતુ અહિંસાદિ પરમાર્થીક હોય તે, નહિ કે બનાવટી. 'આદિ' શબ્દથી મૃષાવાદ વિગેરેથી વિરતિ જાણવી. અન્ય આચાર્ય બીજી રીતે કહે છે કે સહભાવિકનો અર્થ સહભાવ વડે નિરૂપચરિત (સાચું) સકલ દુઃખ. ક્ષયને માટેજ યત્ન કરે છે. હવે પ્રતિજ્ઞા શુદ્ધિ કહે છે.

**जह जिणसासण निरया, धम्मं पालेंति साहवो सुद्धं ।**
**नकुतित्थिएसु एवं, दीसइ परिवालणोवाओ ॥ ९३ ॥**

**ટીકાનો અર્થ**—જે રીતે જીનશાસનમાં રકતજન નિશ્ચય વડે ધર્મમાં રકત થઇને ધર્મ પાળે છે તે સાધુઓ ષટ્ જીવ નિકાયના પરિજ્ઞાનથી કરવું, કરાવવું અને અનુમોદવું એવી પાપ ત્યાગની પ્રતિજ્ઞાવડે અકલંક ધર્મ પાળે છે તે પ્રમાણે બીજા કુતીર્થીઓ પાળતા નથી. એટલે જેવો સાધુનો આચાર છે તેવો બીજામાં નથી. ઉપાય ગ્રહણ કરવાથી અહિં એ જાણવું કે શાસ્ત્રમાં કહેલોજ ઉપાય લેવો. પણ બીજાનો આદરેલો ખોટો ન લેવો કારણ કે સાધુ વેષધારી જૂઠું બોલનારા કોઇ પતિત પણ હોય છે. એથી શાસ્ત્રનો ઉપાય લેવો, અહિં કહે છે.

**तेसु वि य धम्मसद्दो धम्मं नियय व ते पसंसंति ।**
**नणु भणिओ सावज्जो कुतित्थि धम्मो जिणवरेहिं ॥९४॥**

**ટીકાનો અર્થ**—અન્ય ધર્મીઓના ધર્મમાં 'ધર્મ' શબ્દ રૂઢ હોવાથી તેને તે જેમ તેમ પ્રશંસે છે, ત્યારે તે કેમ ન માનવો ? આચાર્ય ઉત્તર આપે છે–'આ તમારૂં કહેવું અયોગ્ય છે. અન્યના બતાવેલ અનુષ્ઠાન તે જીવહિંસાયુક્ત હોવાથી

ચરકાદિ ધર્મ સાવદ્ય છે. જીનેશ્વરે તેને પ્રશંસ્યો નથી. તથા છ જીવ નિકાયના પરિજ્ઞાન વિગેરેનો પણ તેમને અભાવ હોવાથી પ્રશંસનીય નથી અહિં ગ્રંથ વિસ્તાર ભયથી વિશેષ કહેતા નથી.

**जो तेसु धम्मसद्दो सो उवयारेण निच्छयउ इहं ।**
**जह सीहसद्दु सीहे पाहण्णु वयारओऽण्णत्थ ॥ १८ ॥**

**ટીકાનો અર્થ**—અન્યમાં ધર્મ શબ્દ ઉપચારથી જાણવો. પણ પરમાર્થથી તો જીન શાસનમાં છે.

જેમકે સિંહ શબ્દનું પ્રધાનપણું સિંહમાંજ છે, પણ ઉપચારથી માણવક વિગેરેમાં પણ છે. કોઈ શુરવીર માણસ બળવાન ને ક્રોધી હોય તો તે સિંહની ઉપમાને પામે, પણ તે ખરો સિંહ નથી. તેમના ઉપચારધર્મને ખરો ધર્મ ન ગણતાં અહિંસા વિગેરેથી જૈન ધર્મનેજ ધર્મ લેવો.

**एस पइन्नासुद्धी हेउ अहिंसाइएसु पंचसु वि ।**
**सब्भावेण जयंती हेउविसुद्धी इमा तत्थ ॥ १ ॥**

(ભાષ્ય.)

**અર્થ**—આ ઉપર બતાવેલી પ્રતિજ્ઞાની શુદ્ધિ છે અને અહિંસાદિ પાંચમાં પણ હેતુ સદ્ભાવ વડે વર્તે છે. આ પૂર્વે કહેલું છે. પણ શુદ્ધિ કહેવાની ઇચ્છાથી ભાષ્યકારે ફરી લીધું છે. હેતુની વિશુદ્ધિ તે હેતુ વિશુદ્ધિ. વિષયની વિભાસાનું વ્યવસ્થાપન કરવું તે વિશુદ્ધિ. આ ત્યાં પ્રયોગ છે.

**जं भत्तपाणउवगरण, वसहिसयणासणाइसु जयंति ।**
**फासुय अकय अकारिय अणणुमयाणुदिट्ठभो इय ॥ २ ॥**

(ભાષ્ય.)

જેનાથી ભોજન, પાણી, ઉપકરણ, મકાન, સુવા બેસવાનું (આ બધાનો એકઠો સમાસ છે) એ બધાં માટે પ્રયત્ન કરે છે. એટલે કે નિર્દોષ, ન કરેલું, ન કરાવેલું, ન કરતાં અનુમોદેલું, તથા ઉદ્દેશ પણ ન રાખેલો એવી યોગ્ય વસ્તુને લેવાનો જેઓનો આચાર છે તેમાં અસુ એટલે પ્રાણ છે, તે રહિત એટલે પ્રાસુકનો અર્થ જીવ રહિત છે. તે કરેલું પણ હોય કે? નહિ. કરાવેલું હોય તે પણ નહિ. અનુમોદેલું હોય તે પણ નહિ. તેમ એનો ઉદ્દેશ પણ નહિ એટલેકે સાધુના નિમિત્તે જરા પણ હિંસા થવી ન જોઇએ.

એનું નામ અનુદિષ્ટિ આ પરિજ્ઞાનનો ઉપાય બતાવેલો તે સકલ પ્રદાનાદિ લક્ષણવાળો સૂત્રોથી જાણવો. બીજા આચાર્ય શું કહે છે તે બતાવે છે.

**अफासुयकयकारिय, अणुमय उद्दिट्ठभोइणो हंदि ।**
**तसथावर हिंसाइए, जणा अकुसला उ लिप्पंति ॥ ३ ॥**

**અર્થ**—અપ્રાસુક, કૃત કારિત, અનુમોદિત, ઉદ્દિષ્ટ વાપરનારા ચરક વિગેરે છે. એમ બતાવે છે કે ત્રાસ પામનારા તે ત્રસજીવો બેઇંદ્રિય વિગેરે, તથા સ્થિર રહેનારા તે સ્થાવર પૃથ્વીકાય વિગેરે તેઓની હિંસા એટલે જીવઘાત વડે તેઓ અનિપુણ એટલે મંદ બુદ્ધિવાળા ચરક વિગેરે લેપાય છે. એટલે જે જીવોને પીડા થાય તેના વડે બંધાયલા કર્મથી તેઓ લેપાય છે. ( અહિં કારણમાં કાર્યનો ઉપચાર કર્યો છે.) તેથી ચરક વિગેરે તે શુદ્ધ ધર્મ સાધકો નથી પણ જૈન સાધુઓજ ઉત્તમ છે.

**एसा हेउविसुद्धी दिठंतो तस्स चेव य विसुद्धी ।**
**सुत्ते भणिया उ फुडा सुरुफा उ शेइयमन्ना ॥ ४ ॥**

(ભાષ્ય.)

**ટીકાનો અર્થ**—ઉપર કહેલી હેતુની વિશુદ્ધિ બતાવી. હવે દૃષ્ટાંતની વિશુદ્ધિ સૂત્રમાં કહી છે તે સૂત્રજ અહિં બતાવે છે. તે આ સૂત્ર છે.

**जहा दुमस्स पुप्फेसु, भमरो आवियइ रसं ।**
**ण य पुप्फं किलामेइ सो अ पीणेइ अप्पयं ॥ ५ ॥**

**ટીકાનો અર્થ**—અહિં પ્રશ્ન, દશ અવયવ નિરૂપણામાં પ્રતિજ્ઞા વિગેરેનો ત્યાગ કરી દૃષ્ટાંતજ બતાવ્યો તેનું શું કારણ! આચાર્યનો ઉત્તર, દૃષ્ટાંતથીજ હેતુ પ્રતિજ્ઞા વિચારી લેવી એવો ન્યાય બતાવવા માટે, હવે ચાલતી વાત કહે છે. જે પ્રકારે ઝાડના પુષ્પમાં અસંપૂર્ણ પદ કહેનાર ઉપમામાં ગ્રહીને ઝાડના આહારદિ પુષ્પોને આશ્રી વિશિષ્ટ સંબંધ બતાવવા માટે કહે છે તે પ્રમાણે અન્યાય ઉપાર્જીતનું દાન તેને ગ્રહણ કરવું એનો પ્રતિબંધ છે ( કોઈ ગ્રહસ્થ લુચાઈથી વસ્તુ લાવીને સાધુને આપે તો સાધુએ તે ન લેવી ) ભમરો તે ચૌરેન્દ્રિય જંતુ છે. તે મર્યાદાથી ફુલોનો રસ–મકરંદ પીએ છે. આ દેશ ઉદાહરણ આશ્રી જાણવું. આ વિચાર સૂત્ર સ્પર્શિત નિર્યુક્તિમાં બતાવશે. કહ્યું છે કે સૂત્રસ્પર્શિત નિર્યુક્તિમાં બતાવશે. કહ્યું છે કે સૂત્રના સ્પર્શમાં આ અન્ય છે. હવે દૃષ્ટાંત કહે છે.

દૃષ્ટાંત વિશુદ્ધિ હવે કહે છે. પણ ફુલને પીડા આપતો

નથી. એવી રીતે ભમરો પોતે આત્માને સંતુષ્ટ કરે છે. આ સૂત્ર સમુદાયનો અર્થ થયો. અવયવનો અર્થ તો નિર્યુક્તિકાર પોતે મોટા વિસ્તારથી કહે છે.

**जह भमरोत्ति य एत्थं दिट्ठंतो होइ आहरण देसे ।**
**चंद मुहि दारिगेयं सोमत्तवहारण ण सेसं ॥ ९६ ॥**

**ટીકાનો અર્થ**—આ ભમરાનું દેશ ઉદાહરણ છે. જેમકે આ છોકરી ચંદ્રમુખી છે. તે ફક્ત સૌમ્યતાને આશ્રીને છે. પણ તેથી ચંદ્રમાં જે કલંક છે તે છોકરીમાં ન હોવાથી ન ઘટાડવું આ એકદેશી ઉદાહરણ છે.

**एवं भमराहरणे अणिययवित्तित्तणं न सेसाणं ।**
**गहणं दिट्ठंत विसुद्धि सुत्त भणिया इमा चउन्ना ॥ ९७ ॥**

**ટીકાનો અર્થ**—એજ પ્રમાણે ભમરાના ઉદાહરણમાં અનિયતવર્તીપણું લેવું. પણ અવિરતિપણું વિગેરે બાકીનું ન લેવું? કારણ કે તે ભમરામાં અવિરતિપણું છે, સાધુમાં નથી. સૂત્રમાં કહેલ પ્રથમ દૃષ્ટાંત વિશુદ્ધિ છે અને સૂત્ર સ્પર્શિક નિર્યુક્તિમાં બીજી શુદ્ધિ બતાવી.

**एत्थ य भणिज्ज कोई समणाणं कीरए सुविहियाणं ।**
**पागो य जोविणोत्ति य लिप्पंतारंभदोसेणं ॥ ९८ ॥**

**ટીકાનો અર્થ**-આ પ્રમાણે વ્યવસ્થા થતાં કોઇ કહેશે કે સારા સાધુઓ માટે પુણ્યાર્થે કરશે. ગ્રહસ્થીઓ રસોઈ કરે તો આ પુણ્ય ઉત્પાદનના સંકલ્પ વડે તે સારા સાધુઓ માટે કરેલું તે ભિક્ષાને તેઓ ગ્રહણ કરે તો તે લેનારા સાધુઓ આહાર

બનાવતાં લાગેલા દોષવડે લેપાશે. તે પ્રમાણે લૌકિક મતવાળા કહે છે. જેમકે ક્રયવડે ક્રાયક (ખરીદનારો) હણે છે અને ખાવા વડે ખાનારો હણે છે. મારનારો વધની બુદ્ધિ વડે હણે છે. એ પ્રમાણે ત્રણ પ્રકારે વધ થયો. (વાદીએ શંકા કરીકે સાધુને વહોરાવવામાં ધર્મ જાણી કોઈ રાંધી આપે ને સાધુ લે તો તે પણ હિંસાનો ભાગી થશે?) આચાર્ય તેનો ઉત્તર આપે છે.

**वासाइ न तणस्स कए न तणं वड्ढइ कए मयकुलाणं ।**
**न य रुक्खा सयसाला, फुल्लन्ति कए महुयराणं ॥ ९९ ॥**

**ટીકાનો અર્થ**—તૃણને ખાતર વરસાદ વરસતો નથી, અને મૃગને ખાતર ઘાસ વધતું નથી. તેમજ સોશાખાવાળા વૃક્ષ પણ ભમરા માટે ફુલવાળા થતા નથી. આજ પ્રમાણે ગૃહસ્થી પણ સાધુને માટે રાંધતાં નથી વળી અહિં કહે છે.

**अग्गिम्मि हवी हूयइ, आइच्चा तेण पीणिओ संतो ।**
**वरिसइ पया हियाए, तेणोसहिओ परोहंति ॥ १०० ॥**

**ટીકાનો અર્થ**—તમે કહ્યું જે ઘાસને માટે વરસાદ વરસતો નથી. એ વિગેરે તમારૂં કહેવું અયુક્ત છે. કારણ કે અગ્નિમાં કોઇ વસ્તુ હોમે છે અને સૂર્ય તેમાં હોમેલ ઘી વડે પ્રસન્ન થાય છે. અને લોકહિત માટે વરસાદ વરસે છે. તેથી વનસ્પતિ ઉગે છે. તે પ્રમાણે વાદી કહે છે કે અમારા શાસ્ત્રમાં એમ છે કે અગ્નિમાં આહુતિ નાખીને આદિત્યને પૂજાય તો પૂજાયલો આદિત્ય વરસાદ વરસાવે,' અન્ન પાકે અને પ્રજા જીવે. આના ખંડન માટે આમ કહે છે.

किं दुब्भिक्खं जायइ ! जइ एवं अह भवे दुरिट्ठं तु ।
किं जायइ सव्वत्था दुब्भिक्खं अह भवे इंदो ॥ १०१ ॥
वासइ तो किं विग्धं निग्घायाईहिं जायए तस्स ।
अह वासइ उउसमये न वासई तो तणट्ठाए ॥ १०२ ॥

ટીકાનો અર્થ—જો એમ હોય તો દુકાળ શા માટે પડે છે? કારણ કે તેમાં તો ઘી રોજ હોમાય છે કારણ હંમેશાં કાયમ રહે તો કાર્યનો નિષેધ ન થવો જોઇએ. કદી કહેશો કે ખરાબ નક્ષત્ર અથવા ખરાબ પૂજનને લીધે થાય છે. આચાર્ય ફરી તેને પૂછે છે. હંમેશાં એમ દુકાળ શા માટે? ખરાબ નક્ષત્ર તો કોઇક દેશમાં હોય છે અને હંમેશાં પૂજન તો શરૂજ છે. કારણ કે તમારામાં કહ્યુંજ છે કે હંમેશાં દેવો, સારી ગાયો, ક્રિયા અનુષ્ઠાનમાં રક્ત બ્રાહ્મણો, યતિઓ અને વળી સાધુઓ સ્થિતિના હેતુરૂપ વિદ્યમાન છે" વિગેરે જો ઇંદ્ર આપતો હોય તો શા કારણે વિઘ્ન થાય છે! તથા 'આદિ' શબ્દથી દિગ્દાહ વિગેરે કેમ થાય છે? તે ઇંદ્ર જો પરમ ઇશ્વર પણ હોય તો વિઘ્ન ન થવું જોઇએ. અને જો રૂતુ સમયેજ વરસે છે તો તે વાદળાંનો ગર્ભ બંધાઇને વરસે છે એજ ખરૂં કારણ માનો, આથી સિદ્ધ થયું કે વરસાદ તૃણને માટે પડતો નથી. તેને આવા સંબંધનો અભાવ છે. વળી

किं च दुमा पुप्फंति भमराणं कारणा अहासमयं ।
मा भमर महुयरिगणा किलामपज्जा अणाहारा ॥१०३॥

ટીકાનો અર્થ—વળી ઝાડ જો ભમરાને માટે ફળતું હોય

તો કદિ પણ ભમરા ભમરી દુઃખી ન થાય અને તે ભૂખ્યાં ન રહે. આવું કોઇ સ્થળે પણ જોવામાં આવતું નથી, હવે પરનો અભિપ્રાય કહે છે.

**कस्सइ बुद्धी एसा, वित्ती उवकप्पिया पयावइणा ।**
**सत्ताणं तेण दुमा, पुप्फंति महुयरि गणट्ठा ॥ १०४ ॥**

**ટીકાનો અર્થ**—કોઇનો અભિપ્રાય એમ હોય કે આ બ્રહ્માએ એ પ્રાણીઓ માટે રચ્યું છે. એટલે તેમાં ભમરા ભમરાભમરીના સમુદાય માટે ઝાડો ફલિત કર્યાં. તેનો જૈનાચાર્ય ઉત્તર આપે છે.

**तं न भवइ जेण दुमा, नामा गोयस्स पुव्व विहियस ।**
**उदएण पुप्फफलं निव्वत्तयती इमं च अन्नं ॥ १०५ ॥**

**ટીકાનો અર્થ**—તમે કહ્યું તે પ્રમાણે નથી. કારણ કે ઝાડો નામ ગોત્ર કર્મવડે એટલે પોતે જે કરેલું કર્મ તેના ઉદય વડે ફુલો અને ફળને ઉગાડે છે. જો એમ ન હોય તો અકાળે પણ ફળફુલ થવાં જોઇએ. બીજૂં કારણ હવે કહે છે.

**अत्थि बहु वणसंडा भमरा जत्थ न उवेंति न वसंति ।**
**तत्थवि पुप्फंति दुमा, पगई एसा दुमगणाणं ॥ १०६ ॥**

**ટીકાનો અર્થ**—ઘણા વન ખંડો છે. જ્યાં ભમરા જતા નથી છતાં પણ ફળે છે. તેથી સિદ્ધ થયું કે પોતાના સ્વભાવે ઝાડ ફળે છે અહિં કહે છે.

**जइ पगई कीस पुणो सव्वं कालं न देंति पुप्फफलं ।**
**ज काले पुप्फफलं, दयंति गुरु राउ अतएव ॥ १०७ ॥**

**पगइ एस दुमाणं, ज उउसमयम्मि आगए संते ।**
**पुष्फति पायवगणा फल च कालेण बंधंति ॥ १०८ ॥**

**ટીકાનો અર્થ**—પ્રકૃતિ સર્વકાળ પુષ્પ ફળ કેમ નથી આપતી એવી આશંકા કરીને કહે છે. જેના વડે કાળમાં પુષ્પફળ આપે છે. શા માટે સર્વકાળ નથી આપતી અને ચોક્કસ કાળેજ આપે છે? ગુરુનો ઉત્તર–એ હેતુથીજ ઋતુ સમયમાંજ એટલે વસંતાદિમાં ઝાડના સમુદાય ફળે છે તથા કાળે કરીને ફળ થાય છે. તે જો ન સ્વીકારીએ તો નિત્ય થવાં જોઇએ. હવે ચાલતી વાતમાં અર્થ યોજના કરતાં કહે છે.

**किनु गिही रंधंती, समणाणं कारणा अहा समयं ।**
**मा समणा भगवंतो, किला मएज्जा अणाहारा ॥१०९॥**

**ટીકાનો અર્થ**—વાદીની શંકા હતી કે ગ્રહસ્થીઓ સાધુઓ માટે યોગ્ય વખતે રાંધે છે કે સાધુઓ ભૂખ્યા રહી દુઃખી ન થાય. આ અભિપ્રાય નથી એ અહિં કહે છે.

**समणऽणुकंपनिमित्तं पुण्णनिमित्तं चगिहनिवासी उ ।**
**वोइ भणिज्जा पाग करेंति सो भूणइ न जम्हा ॥११०॥**

**कंतारे दुब्भिक्खे आयंके वा महइ समुप्पन्ने ।**
**रत्तिं समण सुविहिया सव्वाहारं न भुंजंति ॥ १११ ॥**

**अह कीस पुण गिहत्था रत्तिं आयरतरेण रंधंति ।**
**समणेहिं सुविहिएहिं चउव्विहाहार विरएहिं? ॥११२॥**

ટીકાનો અર્થ—સાધુઓ તરફ અનુકંપા તેને માટે. કારણ કે તેઓ સોનું, ચાંદી વિગેરે લેવા વડે આપણને અનુકંપા કરતા

નથી. એવું માનીને ભિક્ષા આપવા માટે પાક બનાવે કે સાધુઓની અનુકંપા થાય. તે પ્રમાણે સામાન્ય રીતે પુણ્ય નિમિ-તેજ ગૃહસ્થીઓ પાક કરે છે. એવું કોઇ કહે તેનો ઉત્તર. એવું શા માટે નથી તે કહે છે કાન્તાર (જંગલ) દુકાળ તથા તાવ વિગેરેમાં તથા રાત્રિમાં એવા મોટા કષ્ટમાં સાધુઓ જે શ્રેષ્ટ છે તે ભાત વિગેરે કેમ ખાતા નથી? જોકે તે વખતે ગ્રહસ્થીઓ રાત્રિમાં મોટા આદરથી રાંધે છે પણ સારા અનુષ્ઠાનવાળા સાધુઓ જેઓ ચારે પ્રકારના આહારથી વિરક્ત છે તેઓ તે આહારને લેતા નથી.

**अत्थि बहु गाम नगरा समणा जत्थ न उवेंति न वसंति।**
**तत्थवि रंधंति गिही, पगई एसा गिहत्थाणं ॥ ११३ ॥**

**ટીકાનો અર્થ**—વળી ઘણા ગામો અને નગરોમાં સાધુઓ હોતા નથી છતાં રંધાય છે. અથવા બીજે ઠેકાણે જતા નથી. ત્યાં પણ રંધાય છે. તેથી સાધુઓ માટેજ ગ્રહસ્થીઓ રાંધે છે તે ખોટું છે. એ તો એમને પોતાને માટે કુદરતી રંધાય છે. તેનો વધારે ખુલાસો કરે છે.

**पगइ एस गिहीणं, जं गिहीणो गाम नगर निगमेसुं।**
**रंधंति अप्पणो परियणस्स कालेण अट्ठाए ॥ ११४ ॥**

**ટીકાનો અર્થ**—આ એક સ્વભાવ છે કે ગ્રહસ્થીઓ ગામ, નગર અને નિગમમાં પોતાના તથા ઘરવાળા વિગેરે માટે યોગ્ય વખતે રાંધે છે. (નિગમ એટલે વેપારીનું સ્થાન.)

**तत्थ समणा तवस्सी, परकडपर निट्ठियं विगय धूमं।**
**आहारं एसंति, जोगाणं साहणट्ठाए ॥ ११५ ॥**

**ટીકાનો અર્થ**—ત્યાં આમળ તપસ્વી સાધુ એટલે નવ કલ્પી વિહાર કરનારા પણ પતિતો નહિ. તે સાધુઓજ પારકા માટે કરેલું, પૂરૂં રંધાયલું, ધૂમાડાથી રહિત, અંગારાથી દુર અર્થાત્ રાગદ્વેષ રહિત શોધે છે. સાધુ ભોજનમાં રાગ દ્વેષ કરે તો અંગારાનો દોષ લાગે અને ગોચરી વાપરતાં દ્વેષ કરે તો કાંતો ચારિત્ર બળી જાય અને કાંતો કોલસા જેવું કાળું થાય. અહિં કહે છે. મનયોગ, સંયમયોગ સાધવાને માટે સાધુઓ આહાર લે છે પણ પુષ્ટ થવા કે સુંદર દેખાવડા થવા માટે નહિ.

**नवकोडी परिसुद्धं, उग्गम उप्पायणं सणासुद्धं ।**
**छ ठाण रक्खणठ्ठा, अहिंसअणु पालणठ्ठाए ॥ १ ॥**

**અર્થ**—નવ કોટિ પરિશુદ્ધિ તે નવ કોટિ આ પ્રમાણે છે. ન હણે. ન હણાવે, ન હણતાને અનુમોદે, ન ખરીદ કરે, ન ખરીદાવે. ન ખરીદતાને સારૂં જાણે; ન રાંધે, ન રંધાવે, ન ભલું ગણે. એ નવકોટિથી શુદ્ધ તથા ઉદ્દંગમ, ઉત્પાદન, એષણા શુદ્ધિ એટલે ખરી રીતે સકલ ઉપાધિ શુદ્ધ કોટિનું ખ્યાપનજ જાણવું. આવું પણ શા માટે સાધુ ખાય તે કહે છે. ૭ બાબતોનાં રક્ષણ માટે. તે આ પ્રમાણે ૧ ભૂખની વેદના દૂર કરવા. ૨ નાના, મોટા સાધુઓની વૈયાવચ્ચ ૩ ઇરિયા સમિતિનું પાલન ૪ સંયમનું રક્ષણ. ૫ જીવન નિર્વાહ ૬ ધર્મ ચિંતન તે પણ બીજા ભવમાં પ્રશસ્ત ભાવનાના અભ્યાસથી અહિંસાનું પાલન કરવા માટે તે પણ કહ્યું છે. આહાર ત્યાગથી અભાવિત મતિનો દેહ ત્યાગ ભવાંતરમાં પણ અહિંસા માટે થતો નથી (જ્ઞાન વિના એકલા આહાર ત્યાગથી મોક્ષ થતો નથી એટલે સંપૂર્ણ જ્ઞાન

પ્રાપ્ત કરવા માટે આહારની જરૂર છે.)

**दिठ्ठत सुद्धि एसा उपसंहारो य सुत्तमिद्दिठ्ठो ।**
**संति विज्जंतित्ति य, संति सिद्धि च साहेंति ॥ १२६ ॥**

ટીકાનો અર્થ—દૃષ્ટાંત શુદ્ધિ કહી ઉપસંહાર એટલે ઉપનય સૂત્રમાં કહ્યો છે. તે સૂત્ર આ પ્રમાણે છે.

**एमेए समणा मुत्ता जे लोए संति साहुणो ।**
**विहंगमाव पुप्फेसु, दाण भत्तेसणेरया ॥ सू ३ ॥**

આ પ્રમાણે પ્રત્યક્ષ વિહાર કરતા શ્રમણ તપસ્વીઓ દેખાય છે. આ શ્રમણમાં બીજા પણ ગણાય. કારણ કે પાંચ પ્રકારના શ્રમણ છે. જૈન, બુદ્ધ, તાપસ, બાવા અને ગોશાળાના, તેથી કહે છે કે અહિં ફક્ત તેજ કે જેઓ બાહ્ય અભ્યંતર ગ્રંથ (દ્રવ્ય વિગેરે) થી મુક્ત હોય અને લોક એટલે અઢીદ્વીપ અને બે સમુદ્રમાં વિદ્યમાન હોય એટલે મનુષ્યની વસ્તી આટલામાં છે અને ત્યાં હંમેશાં હોય છે. સાધુઓ જ્ઞાનાદિ રત્નને સાધે છે તેથી સાધુ કહેવાય, તે લેવા, અહિં વાદી કહે છે. 'તમે મુક્ત વિશેષણ આપ્યા પછી સાધુ શબ્દની જરૂર નથી તેથી અયુક્ત છે. ઉત્તર—'અહિ વ્યવહારથી નિન્હવો પણ મુક્ત કહેવાય. છતાં તેને સાધુ ન ગણ્યા. આટલો ભેદ પાડવા માટે અહિં સાધુ શબ્દ લેવો એ ઠીક છે, અથવા બીજી રીતે કહીએ છીએ કે લોકમાં જે સાધુઓ છે તેજ અહિ ઉદ્દેશ છે તેથી એમ જાણવું કે લોક એટલે સમયક્ષેત્ર ત્યાંજ સાધુઓ છે બીજે નહિ. તેઓ શાંતિ તેજ સિદ્ધિને સાધે છે તેથી શાંતિ સાધુ. ('સન્તિ' ક્રિયા-

પદનો માગધી શબ્દ હતો તેને બદલે શાંતિ વિશેષણ તરીકે લીધું) તે પણ નિર્યુક્તિકાર કહે છે કે શાંતિ સિદ્ધિને સાધે એમ ઉપર કહી ગયા તેજ જાણવું. વિહંગમ જે મુળમાં શબ્દ છે એટલે ભમરા તેઓ ફુલોમાંથી દાન ભોજન લેવામાં રકત છે. તેમ સાધુ લે અહિં એટલું વિશેષ છે કે સાધુ આપેલુંજ લે, અને ભમરા એમને એમ લે. વળી સાધુ આપેલું તે પણ પ્રાસૂક હોય તો લે; આધાકર્મી વિગેરે ન લે. એષણા શબ્દથી ગવેષણા વિગેરે ત્રણે લેવી. તે (નિર્દોષ) માં સાધુઓ રકત હોય છે. આ સૂત્રનો અર્થ ટુંકાણમાં છે. ખુલ્લો અર્થ સૂત્ર સ્પર્શિક નિર્યુક્તિ કહે છે. તેમાં પણ વિહંગમ શબ્દથી વ્યાખ્યા કહે છે. દ્રવ્ય અને ભાવ એમ બે પ્રકારના વિહંગમ છે. તેમાં પ્રથમ દ્રવ્ય વિહંગમને કહે છે.

**धारेउ तं तु दव्वं, तं दव्व विहंगमं वियाणाहि।**
**भावे विहंगमो पुण, गुणसन्ना सिद्धिओ दुविहो ॥११७॥**

**ટીકાનો અર્થ**—આત્માની અંદર જે ધારણ કરે તે દ્રવ્ય એનાવડે પૂર્વે બાંધેલાં કર્મ જાણવાં. જે હેતુવડે ભવિષ્યમાં ભમરાની જાતિમાં ઉત્પન્ન થશે. 'તુ' શબ્દ જ અર્થમાં છે અને અસ્થાને યોજાયલો છે. તે આ પ્રમાણે જાણવું કે ધારે છેજ એટલે જ્યારે ત્યારે દ્રવ્ય વિહંગમ થાય. પણ તે કર્મ ભોગવ્યું નથી એમ સૂચવ્યું છે. દ્રવ્ય એટલે અહિં કર્મ પુદ્ગલ દ્રવ્યને લેવું, પણ આકાશાદિ નહિ, કારણ કે તે અમૂર્ત હોવાથી ધારણ કરવાને અયોગ્ય છે. અને સંસારી જીવને કંઇક અંશે મૂર્તપણું હોવાથી આપણી ચાલતી બાબતમાં તે આકાશનો ઉપયોગ નથી. તેજ પ્રમાણે કહે છે કે જે આ બીજા ભવમાં લઇ જવાને વિહં-

ગમપણાને પ્રાપ્ત કરાવે તેજ અહિં ચાલતી વાતમાં લેવું. બીજા સંસારી જીવ તેમ નથી (એટલે તે કર્મજ તેને બીજી ગતિમાં લઈ જાય). તે દ્રવ્ય વિહંગમને અધિકારે તે પુદ્ગલ દ્રવ્યને જે ધારે તે દ્રવ્ય વિહંગમ (ગાથામાં જ્યાં જે આવ્યું હોય તેની સાથે તે ન લખેલ હોય તો પણ તે લેવો કારણ કે બન્ને સાથે રહે છે) તે દ્રવ્ય અને વિહંગમનો સમાસ કરીએ તો દ્રવ્ય વિહંગમ થાય. અહિં દ્રવ્ય તે જીવજ છે. પણ તે કર્મ પુદ્ગલને સાથે લેવાથી વિહંગમ પર્યાયથી ઓળખાય છે હવે વિહંગમ તે કારણમાં કાર્યનો ઉપચાર કર્યો છે અને તેને અનેક પ્રકારે જાણો. આગમથી જ્ઞાતા ઉપયોગ ન રાખે તેથી તે દ્રવ્ય વિહંગમ કહેવાય. હવે ભાવ વિહંગમ કહે છે. ભાવ શબ્દ ઘણા અર્થમાં છે. કોઇ ઠેકાણે તે દ્રવ્ય વાચક છે. જેમકે અછતા ભાવનો જગત્‌માં ફક્ત કોઈ શબ્દ નથી ભાવ દ્રવ્યનું તે દ્રવ્ય વસ્તુનું છે એમ જાણવું. કોઈ જગ્યાએ શુક્લાદિમાં પણ ભાવ શબ્દ વર્તે છે. જેમકે જે :જે પદાર્થ જે જે ભાવને પ્રણમે છે વિગેરે જે જે શુક્લાદિ ભાવોને પામે છે તે લેવું. કોઈ જગ્યાએ ઔદયાદિક છ ભાવમાં પણ વર્તે છે. જેમકે ઔદયિક ઉપશમિક વગેરે એ પ્રમાણે કહીને છ પ્રકારના ભાવો બતાવે છે તેમાં ઔદયાદિક ભાવજ દેખાય છે. તેથી ભાવ લોક છે. તેટલા માટે અનેક અર્થવાળી વૃતિવાળો ભાવ શબ્દ છે છતાં અહિં ઔદયાકાદિક વર્તમાનમાં (ચાલુ વાતમાં) અત્રે લીધેલ છે. થવું એટલે ભાવ અથવા જેમાં થાય છે તે ભાવ. આ ભાવમાં એટલે કર્મ ઉદય આવે ત્યારે. અહિં વિહંગમ એટલે શું ? પુનઃ શબ્દ વિશેષ

સૂચવે છે. 'એટલે એમ સમજવું. કે પૂર્વે કહેલા જીવથી તદ્દન અન્ય જીવ છે એમ નહિ પણ તેજ જીવ લેવો. તેજ પુદ્ગલ લેવા. એટલે તે જીવને તે ઉદયમાં આવે તે લેવું. ગુણ અને સંજ્ઞા એ બે જોડાવાથી ગુણસંજ્ઞા થાય. ગુણ એટલે અનુકુળ અર્થ, સંજ્ઞા એટલે પરિભાષીક (ઓળખવા માટે જે નામ કહે તે) તે બળના વડે જે સિદ્ધિ થાય તે ગુણસંજ્ઞાસિદ્ધિ કહેવાય. અહિં સિદ્ધિ શબ્દ છે તે સંબંધ બતાવે છે લોકમાં પણ 'સિદ્ધિ થાઓ' એથી એમ જણાય છે કે એના મનમાં જે ધાર્યું હોય તેજ સિદ્ધ થાઓ. એ પ્રમાણે તે ગુણ સંજ્ઞાની સિદ્ધિ વડે આપણો હેતુ શું છે તે કહે છે. બે પ્રકાર એટલે ગુણ સિદ્ધિ વડે એટલે અનુકુળ અર્થના સંબંધ વડે તથા સંજ્ઞા સિદ્ધિ એટલે યદૃચ્છા અભિધાન યોગ વડે જાણવું. વાદી કહે છે 'જો એમ છે તો આવી રીતે બે પ્રકાર ન કહો. કારણ કે ગુણ સંજ્ઞા સિદ્ધિ છેજ તે બે પ્રકાર સમજાઈ જશે.' આચાર્ય કહે 'એમ નહિ. આ બે પ્રકાર વડેજ અમારે કહેવું છે. એટલે આગમથી અને નોઆગમ વિગેરે એ બે ભેદ નહિ એ બતાવવા અમારે જણાવવું છે. તેમાં ઉદ્દેશને આશ્રી નિર્દેશ એ ન્યાયને આશ્રી ગુણ સિદ્ધિ વડે જે ભાવ વિહંગમ છે તે કહે છે.

**विहमागासं भण्णइ गुणसिद्धि तप्पइट्ठिओ लोगो ।**
**तेण उ विहङ्गमो सो भावत्थो वा गई दुविहा ॥ ११८ ॥**

**ટીકાનો અર્થ**—વિહ એટલે જીવ પુદ્ગલને છોડવા એટલે તે પુદ્ગલો સ્થિતિના ક્ષય વડે પોતાની મેળેજ તે આકાશ પ્રદેશોથી ખરે છે અને ખરતાને છોડે છે. શરીર પણ મળ,

ગંડોલક (કીડા) વિગેરે છોડે છે એમાં એવો સદેહ ન થાય, એટલા માટે અહિં આકાશ શબ્દ લીધેલ છે. પણ શરીરાદિ છોડે એ ન લેવું. સંજ્ઞા શબ્દ હોવાથી આ ખુલાસો થાય છે. આકાશ એટલે દીપવું, એટલે પોતાના ધર્મમાં રહેલા આત્મા વિગેરે જેમાં દીપે તે આકાશ. શું રહે છે? એ ક્રિયાના ખુલાસા માટે કહે છે. 'ગુણ સિદ્ધિ' આ પદ ગાથા ભંગના ભયથી અ-સ્થાને મૂક્યું તે કહ્યું. તેથી એમ કહ્યું કે એનો સંબંધ તે વિહં-ગમ તેના વડે તેની સાથે અહિં જાણવો. એનો ખરો અર્થ આ છે. તેના વડે વિહંગ એટલે આકાશ તે આકાશ વડેજ ગુણ સિદ્ધિ વડેજ અનુકુળ અર્થવાળો સંબંધ તેના વડે વિહંગમ. શું કહેવું છે તે કહે છે. તેમાં રહેલો લોક એટલે એના વડે આકાશનો વિચાર થયો. તે આકાશમાં આ લોક રહેલો છે. પ્રતિષ્ઠિત એટલે પ્રકર્ષે (હંમેશાં) રહેલ છે. એથી એમ જાણવું કે રહ્યો અને રહેશે પણ કોણ રહેશે? તો કે આકાશમાં લોક રહેશે. લોક એટલે શું? તો કે કેવળજ્ઞાન ધારણ કરેલાં સૂર્ય સમાન કેવળી તેને જુવે છે, તેથી તે લોક અહિં ધર્માસ્તિકાય વિગેરે કાળ સિવાયના પાંચ અસ્તિકાય છતાં લોકને ધારણ કરનાર આકાશાસ્તિકાય આધાર આપનાર હોવાથી તે પહેલાં કહી ગયા. બાકીના ચાર રહ્યા, તે લેવા. જેથી નિર્યુક્તિકારે કહ્યું કે તેમાં રહેલો લોક તે વિહંગમ છે. તે વિહંગમ અર્થાત્ વિહે એટલે આકાશમાં અને ગતઃ એટલે ગયો, જાય છે અને જશે તે વિ-હંગમ 'ગમ્' ધાતુનો અર્થ અહિં રહેવાના અર્થમાં લીધો છે. એટલે ભાવાર્થ એ લેવો કે ત્રણે કાળ રહેશે. તે ચાર અસ્તિકાય

રૂપ લોક આ ભાવ વિહંગમ. આ એક પ્રકારે ભાવ વિહંગમ કહ્યો. હવે બીજે પ્રકારે ગુણ સિદ્ધિ આશ્રી કહે છે. ગતિ બે પ્રકારની છે. 'વા' શબ્દનો છુપો ઉપન્યાસ છે. તે આ પ્રમાણે જાણવો. ગતિ બે પ્રકારની તેમાં ગમન તે જવું અથવા જે વડે જાય તે ગતિ. ચાલવું લક્ષણ હવે પછી કહે છે. તેજ કહે છે.

**भावगई कम्मगइ भावगई पप्प अत्थिकाया उ ।**
**सव्वेविहंगमा खलु, कम्मगईप इमे भेया ॥ ११९ ॥**

**ટીકાનો અર્થ**—ત્રણે કાળમાં હોય. થાય એ ભાવ અથવા તેમાં પોતાના ઉત્પાદ, વિગમ અને ધ્રુવ એ ત્રણ પરિણામ વિશેષ તે ભાવ એટલે અસ્તિકાય. તેઓની ગતિ અર્થાત્ પરિણામ વૃદ્ધિ તે ભાવ ગતિ. તેજ પ્રમાણે કર્મ ગતિ જાણવી. કરાય તે કર્મ. તે જ્ઞાનાવરણીયાદિ આઠ પ્રકારનું છે. (પરિભાષિક એટલે આ શબ્દ જૈનમાંજ વપરાય છે). અથવા ક્રિયા અને કર્મ તેની ગતિ તે કર્મ ગતિ. અથવા જે વડે જવાય તે ગતિ. તે ભવ્ય ગતિને પામીને અસ્તિકાય. અહિં ભાવ ગતિ પૂર્વ માફક છે તેને શું કરે તે કહે છે. જે ધર્માસ્તિકાય વિગેરે અસ્તિકાય છે તે ભાવ ગતિને પામીને સર્વે વિહંગમ એટલે ચાર પૂર્વે કહેલા અસતિકાયતે પાંચમા આકાશ વિશે રહેલ છે અને પોતાની સત્તાને કાયમ રાખે છે. તે એક વિહંગમ એટલે તે સદાકાળ વિહંગમજ છે. પણ તેનું વિહંગમપણું ન જાય (એમાં કર્મ ગતિ ન લીધી પણ પોતાના સ્વરૂપની ભાવ ગતિ લીધી). કર્મ ગતિ પૂર્વે કહેલી તે અર્થવાળી છે તેના બે ભેદ કહેવાના છે તે કહે છે.

विहगगई चलणगई कम्मगई ऊ तमासओ कुविहा ।
तदुदय वेययजीवा, विहंगमा पप्प विहगगई ॥ १२० ॥

ટીકાનો અર્થ—જેના વડે નામ કર્મવાળી પ્રકૃતિ વડે પ્રાણીઓ આમ તેમ જાય તે ગતિ. આકાશમાં ગતિ એટલે વિહાયોગતિ. આ એક નામ કર્મની પ્રકૃતિ છે. તે પ્રમાણે ચલન એટલે ચાલવું. એક સ્થાનથી બીજે ઠેકાણે જવું. 'સ્પદંન' શબ્દ પણ તે માટે વપરાય છે. ચાલવાની ગતિ તે ચલન ગતિ. એ-ટલે જા, આવ, એમ જાણવું. કર્મ ગતિ ટુંકમાં બે પ્રકારે છે, તે કર્મ ગતિજ લેવી પણ ભાવ ગતિ ન લેવી કારણ કે તે એકજ રૂપે આગળ કહેવાઈ છે. :હવે પૂર્વે વિહાય ગતિ કહી ગયા તેને વેદનારા અને નિર્જરા કરનારા તથા ભોગવનારા જીવો એટલે તે બતાવે છે કે વિહાય ગતિનો ઉદય થવાથી તે ઉદયમાં આવે તેને જીવો ભોગવે છે. (વિહંગમનો આ અર્થ છે). વાદીની શંકા–'તે ઉદયનેજ વેદનારા જીવો એ કહેવું એવું જે વિશેષણ તે નકામુ છે.' આચાર્ય કહે છે-'એમ જીવોનું વેદકપણું કહેવું તે યોગ વડે સફળ છે, કારણ કે અવેદક સિદ્ધો છે. અહિં વિં-હાયોગતિ નામ પ્રકૃતિ જે છે તે પ્રાપ્ત કરીને અહિં વિહે એટલે વિહાયોગતિના ઉદયથી ઉંચે જાય છે તે વિહંગમ: શું પામીને તે કહે છે. પૂર્વે કહેલી વિહાય ગતિ તે પામે છે. અહિં વિપ-ર્યસ્ત અક્ષર છે. તેથી એમ સમજવું કે વિહાય ગતિને પામીને તે ગતિનો ઉદય થવાથાં તે વેદક જીવો વિહંગમ તરીકે લેવા. આ એક કર્મ ગતિ થઈ. હવે બીજી કહે છે.

**चलणं कम्मगइं खलु पडुच संसारिणो भवे जीवे ।
पोग्गल दव्वाइं वा विहंगमा एस गुणसिद्धी ॥ १२१ ॥**

**ટીકાનો અર્થ**—ચાલવું તે વડે કર્મ ગતિ તેમાં વિશેષ શું? એટલે લોકમાં જે ગમન આગમન થાય છે તે ચલન અને કર્મ શબ્દ વડે અહિં ક્રિયા. તે ચલન અને ગતિ એ બે જોડી દેવાં. એમાં ગતિનું વિશેષણ જે ક્રિયા છે તે ક્રિયા વિશેષણ જાણવું. શા માટે? તો કે વ્યભિચારનો દોષ આવે છે, તેથી જો તેમ ન લઇએ તો નારકાદિક પણ ગતિ થાય છે તે બે ભેગી થઇ જાય. તેવી રીતે ક્રિયાપણ ખાવા વિગેરેની અનેક પ્રકારની છે. તેથી 'ચલનં' શબ્દ વિશેષ મૂકયો. એ બે વડે ચલન નામની કર્મ ગતિજ લેવી, અનુસ્વાર નકામો છે. ખલુનો અર્થ જ કાર છે. તે એમ સૂચવે છે કે ચલન કર્મ ગતિજ લેવી પણ વિહાય ગતિ ન લેની. તેને આશ્રી સંસરણ એટલે સંસાર. એટલે જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મ યુકત જીવોનું ગમન તે સંસારી. એટલે એમાંથી સિદ્ધોને છોડી દીધા. 'ભવ' શબ્દ અહિ થાઓ એવા અર્થમાં છે. જીવ એટલે ઉપયોગાદિ લક્ષણ જેમને છે. એ બધાનો સામટો અર્થ એ છે કે ગલન કર્મ ગનિને આશ્રી સંસારી જીવો વિહંગમ થાય છે. વિહમ્ એટલે આકાશમાં ચાલે છે. પોતાના બધા આત્મ પ્રદેશો સાથે તે વિહંગમ છે. તે પ્રમાણે પુદ્દગલ દ્રવ્ય વિગેરે છે. પુરણ એટલે પુરાવું અને ચલન એટલે ગળી જવું. એ બે ધર્મ જેને છે તેને પુદ્દગલ જાણવું. એવું જે દ્રવ્ય તે પુદ્દગલ દ્રવ્ય. દ્રવ્ય લેવાનું કારણ કે વિપ્રતિપત્તિ (અવિશ્વાસ) દૂર કરવા માટે. તે પ્રમાણે આ પુદ્દગલનો કેટલાક

વાદીઓ વડે અદ્રવ્ય તરીકે સ્વીકાર થાય છે. તેઓ કહે છે કે બધા ભાવો આત્મામાં રહે છે, એથી પુદ્ગલોનું ખરી રીતે સતાપણું બતાવવા દ્રવ્ય તરીકે ગ્રહણ કર્યું છે. "વા" શબ્દનો અર્થ વિકલ્પ વાચક છે. એટલે પુદ્ગલ દ્રવ્ય અથવા સંસારી જીવ વિહંગમ તરીકે જાણવા. તેમાં જીવોને આશ્રી અનુકુળ અર્થ બતાવ્યો. અને પુદ્ગલો આકાશમાં જાય છે એટલે વિહંગમ. આ પુદ્ગલનું જવું પોતાની મેળે તથા પારકાથી પણ સંભવે છે. અહિં પોતાની મેળે જાય છે તે વિહંગમ (પરમાણુ તથા સુક્ષ્મ સ્કંધો ચૌદ રાજલોકમાં પોતાની મેળે જાય છે). અથવા પ્રાકૃત શૈલી વડે જીવની અપેક્ષા વડે કહેલ છે બીજી રીતે દ્રવ્ય પક્ષમાં વિહંગમ એમ કહેવું. આ ભાવ વિહંગમ છે કારણ કે ગુણ સિદ્ધિને અનુકુળ સંબંધ છે. અથવા પ્રાકૃત શૈલી વડે બીજી રીતે ઉપન્યાસ કર્યો. આ પ્રમાણે ગુણ સિદ્ધિ વડેજ ભાવ વિહંગમ કહ્યો અને સંજ્ઞા સિદ્ધિ વડે કરે છે.

**सन्नासिद्धिं पप्प विहंगमा होंति पक्खिणो सव्वे ।**
**इहइं पुण अहिगारो विहास समणेहि भावेहिं ॥ १३२ ॥**

ટીકાનો અર્થ—સંજ્ઞાન એટલે સંજ્ઞા. નામ રૂઢી એ પર્યાયો છે. તેના વડે સિદ્ધિ એ સંજ્ઞા સિદ્ધિ. એમાં સંજ્ઞાનો સંબંધ જાણવો. તેને આશ્રી આકાશમાં જાય તે વિહંગમ. કયાં ? ઉત્તર–પાંખો જેમને હોય તે પંખી. તે હંસ વિગેરે બધાં જાણવાં, જો કે પુદ્ગલ વિગેરે આકાશમાં જાય છે છતાં લોકમાં પક્ષીઓનેજ વિહંગમ કહેવાય છે. આવી રીતે અનેક વિહંગમ બતાવીને આપણી ચાલુ વાતમાં ઉપયોગ બતાવે છે, આ સૂત્રમાં

કેત વિહાય ગમન ભમરાનું જોઇએ છે તે લીધું છે. (પુનઃ શબ્દ અવધારણ માટે છે. એટલે એનો અર્થ ભમરાને લેવો તે અહિં પ્રયોજન બીજે સ્થળે વિહંગમનો શબ્દ ગમે ત્યાં જેમ વપરાય તેમ લેવો પણ અહિં ન લેવો.

**दाणेति दत्त गिण्हण भत्ते भज सेव फासुगेण्हणया ।**
**एसण तिगंमि निरया, उवसंहारस्स सुध्दिय इमा ॥१२३॥**

**ટીકાનો અર્થ**—દાન લેવું એટલે આપેલું લેવું. ન આપેલું ન લેવું. 'ભક્ત' એટલે 'ભજ' ધાતુ સેવાના અર્થમાં છે તેનું ભૂતકૃદંત ભક્ત થાય છે. ભજ એટલે વાપરવું-ભોગવવું. અને અર્થ એટલે અહિં પ્રાસુક લેવું. એટલે આધા કર્મ વિરહિત લેવું પણ બીજું નહિ. એષણા શબ્દનો અર્થ ગવેષણા વિગેરે ત્રણેને લેવાનો છે. તેમાં સાધુ ઉપયોગવંત હોય. આ ઉપનય વિશુદ્ધિ જાણવી. તેનું લક્ષણ હવે કહે છે.

**अवि भमर महुयरिगणा, अविदिन्नं आवियंति कुसुम रसं।**
**समणा पुण भगवन्ते नादिन्नं भोत्तुं इच्छन्ति ॥ १२४ ॥**

**ટીકાનો અર્થ**—ભમરા ભમરીઓ ન આપેલ કુસુમ રસ લે છે અને સાધુઓ આપેલ લે છે. (મધુકરી શબ્દ સ્ત્રીના સંગ્રહ માટે છે) બીજા આચાર્યો કહે છે કે ભમરાની બધી જાતિ લેવા માટે છે, ભમરા રસ પીએ છે તે ન આપેલો પણ પીએ, પણ સાધુઓ ન આપેલું લેતા નથી. હવે સૂત્ર વડેજ ઉપસંહારની વિશુદ્ધિ કહે છે. તેમાં કોઇ શંકા કરે છે, 'દાણ ભત્ત સણે રયા', એનો અર્થ એ થાય કે ભક્તિવડે બોલાવીને આધા કર્માદિ

દોષવાળું સાધુને આપે તેથી જીવોને પીડા થાય. અને સાધુ તે ન લે તો પોતાની આજીવિકા બંધ થાય. આચાર્ય ઉત્તર આપે છે.

**वयं च वित्तिं लब्भामो न य कोइ उवहम्मइ ।**
**अहागडेसु रीयंते पुप्फेसु भमरा जहा ॥४॥** (સૂત્ર)

**અર્થ**—અમે એવી વૃત્તિ લઇશું કે કોઇ જીવને પીડા ન થાય (ત્રણે કાળનો સંબંધ બતાવવા ક્રિયાપદ ભવિષ્યકાળનું મૂકયું છે). ગ્રહસ્થોએ પોતા માટે કરેલું હોય ત્યાંજ શુદ્ધ આહાર લેવા સાધુઓ હંમેશાં જાય છે.-જેમ ફુલોમાં ભમરા જાય છે એ પૂર્વે કહેલું છે. ભ્રમર તુલ્ય નિર્દોષ વૃત્તિવાળા તત્વને જાણનાર સાધુઓ પોતે અજાણપણે તથા મમત્વ રહિત થઇ ફરે છે. અહિં વાદી કહે છે.

**अस्संजएहिं भमरेहिं, जइ समा संजया खलु भवंति ।**
**एवं (यं) उवमं किच्चा नूणं अस्संजया समणा ॥१२६॥**

**ટીકાનો અર્થ**—અસંયત એવા ભમરા તેના બરોબરજ સાધુઓ હોય છે તો તે પણ સાધુ અસંજી જાણવા. આવી ઉપમા આપવાથી એ સિદ્ધ થાય છે કે ભમરા જેવા સાધુ અસંયત છે. આચાર્ય ઉત્તર આપે છે કે તમારૂં કહેવું અયોગ્ય છે. સૂત્રમાં કહેલા વિશેષણવડે તિરસ્કાર કરવાથી, તેજ પ્રમાણે બુદ્ધ શબ્દ એ ભમરાને લાગુ નથી પડતો, પણ અનિશ્રિત ગ્રહણ કરવાથી સાધુમાં સંયતપણું અને ભમરામાં નહિ (આ ભમરાની તુલના ફક્ત ફુલને પીડા ન દેવી તેટલીજ સમાનપણાવાળી જાણવી, નિર્યુક્તિકાર પણ કહે છે.

**उवमा खलु एस कया पुव्वुत्ता देसलक्खणोवणया ।
अणियय वित्तिनिमित्तं अहिंस अणु पालणट्ठाए ॥ १२६ ॥**

**ટીકાનો અર્થ**—મધુકરની તુલનામાં પૂર્વે કહ્યા મુજબ અંશ માત્ર સમાન છે એ ઉપનયથી જેમ ચંદ્રમુખી કન્યા તેમ અહિં એક જગ્યાએ પડી ન રહેવું. જૂદી જૂદી જગ્યાએ ફરીને ગોચરી લેવી. તેટલીજ ભમરાની ઉપમા છે અને તે દયા પાળવા માટે છે. આ તે કહેશેજ (તૃતીયાના અર્થમાં પાંચમી વિભક્તિ જાણવી.)

**जह दुमगणा उ, तह नगरजण वया पयणपायण सहावा ।
जह भमरा तह मुणिणो नवरि अदत्तं न भुंजंति ॥१२७॥**

**ટીકાનો અર્થ**—ઝાડોનો સમૂહ પુષ્પફળને કુદરતીજ આપે છે. એજ પ્રમાણે નગરના લોકો પોતાની મેળે પોતા માટે કુદરતી રાંધનારા છે, અને ભમરા માટે ઝાડ જેમ ફુલવાળાં થતાં નથી તેમ મુનીઓ માટેજ રંધાતું નથી. પણ એટલું વિશેષ છે કે ભમરા અદત્ત લે છે, મુનિ તેવું લેતા નથી. તેજ નીચલી ગાથામાં કહે છે.

**कुसुमे सहावफुल्ले आहारंति भमरा जह तहा उ ।
भत्तं सहावसिद्धं, समण सुविहिया गवेसंति ॥ १२८ ॥**

**ટીકાનો અર્થ**—ફુલ જે સ્વભાવથી ખીલેલ છે તેમાંના રસને ભમરા પીએ છે. એવી રીતે કે ફુલોને પીડા ન થાય એવી રીતે ગૃહસ્થોએ ઉદ્દગમાદિ દોષ રહિત પોતા માટે કરેલ ઓદન, વિગેરે ભોજન સાધુઓ (સારાં અનુષ્ઠાન કરનારા) શોધે છે.

હમણાં કહેલો જે દોષ મધુકર જેવા એટલે ભમરામાં જે દોષ છે તે ત્યાગ કરવાની ઇચ્છાથીજ ત્યાંસુધી ઉપસંહાર કરાય છે તે કહે છે.

**उवसंहारो भमरा जह तह समणावि अवह जीविति ।**
**दंताति पुण पयमी, नायव्व वंक से संमिणं ॥ १२९ ॥**

ઉપસંહાર એટલે ઉપનય. જેમ ભમરાઓ બીજાને પીડા ન કરનારા તેમ સાધુપણ છે એટલે અંશેજ (અર્ધા ગાથાનો અર્થ)

ભમરાને સાધુની સરખામણી અને બાકીમાં ભમરાને સાધુમાં ભેદ છે, નાના પિંડરયા દંતા' એ સૂત્રકાર પોતે કહે છે. એટલે સાધુઓ જૂદા જૂદા ત્યાગ વૃત્તિના અભિગ્રહ ધારણ કરીને ઘેર ઘેરથી થોડું થોડું ગ્રહણ કરીને આહારપિંડ લે છે. અથવા અંતપ્રાંત ભોજન જે લુખું અને નીરસ હોય તેમાં સંતોષ ધરનારા અને ઇંદ્રિય દમન કરનારા છે રત અને દાંતનું સ્વરૂપ તપમાં નિશ્ચયે કહેલું છે. છતાં આ ગાથાની પાછલી અર્ધી ગાથામાં 'દાન્તા' કહ્યું, તે ફરીથી શા માટે? તેમાં વિશેષ કંઇ જાણવા જેવું છે તે કહે છે 'દાંતા' એટલે ઇરિયા સમિતિ વિગેરે પાળનાર તે કહે છે.

**जह इत्थ चेव इरियाइएसु सव्वंमि दिक्खिय पयारे ।**
**तस थावरभूय हियं जयंति सब्भाविय साहू ॥ १३० ॥**

**ટીકાનો અર્થ**—જેમ અહિંજ આ અધ્યયનમાં ભમરા માફક એષણા સમિતિમાં યત્ના કરે છે તેમ ઇરિયા સમિતિ વિગેરેમાં પણ તથા સર્વ સાધુના આચારમાં વર્તે છે એટલે કે

ત્રસ, સ્થાપર જે જીવો છે તેમના હિતમાં વર્તે છે આ સદ્દભાવિક એટલે પરમાર્થિક કાર્ય સાધુઓ કરે છે. અન્ય આચાર્યો આ ગાથાના છેલ્લા બે પદને નિગમનમાં વ્યાખ્યાન કરે છે, તે જોઇએ તેવું સારૂં નથી તેથી કહે છે કે,

**उवसंहार विसुद्धा, एस समत्ता उ निगमणं तेणं ।**
**वुच्चंति साहुणोत्ति (य) जेणं ते महुयरसमाणा ॥ १३१ ॥**

**ટીકાનો અર્થ**—ઉપસંહાર વિશુદ્ધિ આ સમાપ્ત થઇ. હવે નિગમનનો અવસર છે તે સૂત્રમાં બતાવે છે. નિગમન એટલે દ્વારનો વિચાર. એટલે તેના વડે વધુ કહેવાય. જે પ્રકાર વડે મધુકર જેવા છે એટલે કહેલા ન્યાય વડે ભ્રમર જેવા છે.

**तम्हा दयाइगुण सुट्ठिएहिं, भमरोव्व अवहवित्तीहिं ।**
**साहूहिं साहिओ त्ति, उक्किट्ठं मंगलं धम्मो ॥ १३२ ॥**

**ટીકાનો અર્થ**—તેથી દયા વિગેરે ગુણોમાં સારી રીતે રહેલા 'આદિ' શબ્દથી સત્ય વિગેરે સમજવાં તે વડે ભ્રમરા માફક જીવદયાની વૃત્તિ વડે સાધુઓ સાધે છે. ઉત્કૃષ્ટ મંગળ એટલે પૂર્વે કહેલા નિર્દોષ ધર્મને સાધે છે. હવે નિગમન શુદ્ધિ કહે છે.

**निगमण सुद्धी तित्थं, तरावि धम्मत्थ मुज्जया विहरे ।**
**भण्णइ कायाणं ते जयणं न मुणंति न करेंति ॥ १३३ ॥**

**ટીકાનો અર્થ**—નિગમન શુદ્ધિ કહે છે. અહિં વાદી કહે છે કે ચરક પરિવ્રાજક વિગેરે ધર્મને માટે ઉદ્યમ કરતા વિચરે છે તેને પણ સાધુ કહેવા. આચાર્ય ઉત્તર આપે છે 'તે

ચરક વિગેરે સાધુઓ પૃથ્વીકાય વિગેરે છ કાયને બચાવવા યત્ના કરતા નથી તેમ તેવી વાતો બતાવનારા આગમને માનતા નથી. તેથી તેમને તેવું જ્ઞાન પણ નથી. તેથી તેઓ સાધુ નથી તે નીચે કહીશું. વળી.

**न य उग्गमाइ सुद्धं भुंजंती महुयरा वऽणु वरोही ।**
**नेव य तिगुत्ति गुत्ता जह साहू निच्च कालंपि ॥१३४॥**

**ટીકાનો અર્થ**—તેઓ ઉદ્દગમાદિ દોષ રહિત ભોજન ખાતા નથી. 'આદિ' શબ્દથી ઉત્પાદન વિગેરે દોષો પણ પાળતા નથી. ભમરાની માફક જીવોના અહિતમાં વર્ત્યે છતે સાધુઓ માફક ત્રણ ગુપ્તિ વડે ગુપ્ત નથી. પણ સાધુઓ નિત્યકાળ ત્રણ ગુપ્તિવાળા છે. ચરક વિગેરે તે જ્ઞાનથી શૂન્ય હોવાથી તેવા નથી. એટલે જૈન સાધુઓમાં જેવી જીવદયા છે તેવી તેમનામાં નથી જે સાધુઓ હોય તેજ સાધુ કહેવાય, તે બતાવે છે.

**कायं वायं च मणं च इंदियाइं च पंच दमयंति ।**
**धारेंति बंभचेरं, संजमयंति कसाए य ॥ १३५ ॥**

**ટીકાનો અર્થ**—કાયા, વચન, મન, ઇંદ્રિઓ તેઓને સાધુઓ દમે છે. તેમાં કાયા વડે હાથ, પગ, શરીર સ્થિર પણે રાખી જીવોની દયા પાળતાં ઉભા થાય છે અને જાય આવે છે. વચનમાં નકામું વચન બોલતા નથી. પ્રયોજનમાં પણ એવું બોલે કે જીવોને પીડા ન થાય, એવું વિચારીને બોલે. મનમાં પણ કોઇનું બુરૂં થાય અથવા વિષયની લાલસા થાય તેવું ધ્યાન ન ધરતાં મનના વિચાર પવિત્ર રહે તેમ કરે છે. પાંચ ઇંદ્રિઓ

ઇષ્ટ અનિષ્ટ વસ્તુમાં રાગ દ્વેષ ન કરવા વડે કબજે રાખે છે. આ પાંચ મૂકવાનું કારણ એ છે કે સાંખ્ય મતવાળા ૧૧ ઇંદ્રિય માને છે. તેના નિષેધ માટે, તેઓની ૧૧ ઇંદ્રિયો આ પ્રમાણે છે. જીભ, હાથ, પગ, ગુદા, લિંગ, મન અને પાંચ ઇંદ્રિઓ. જૈનો તે માનતા નથી. વળી સાધુ ભગવંતો 'સકલ ગુપ્તિનું પાલન કરીને બ્રહ્મચર્ય પાળે છે, તથા કષાયને દબાવે છે અને ઉદયમાં લાવવા દેતા નથી. આવેલા કષાયને નિષ્ફળ કરે છે એટલે ગમ ખાઇને પણ સાધુપણું પાળે છે.

**जं च तवे उज्जुत्ता, तेणेसिं साहु लक्खणं पुण्णं ।**
**तो साहुणो त्ति भण्णंती, साहवो निगमणं चेयं ॥१३६॥**

**ટીકાનો અર્થ**—પૂર્વે કહેલા સ્વરૂપવાળા તપમાં આ કારણ વડે ઉદ્યમ કરનારા આ સાધુઓનું સંપૂર્ણ લક્ષણ છે. આ પ્રકારે મોક્ષને સાધે છે તે સાધુઓ. એથી સિદ્ધ થયું કે મોક્ષ સાધે તે સાધુ પણ ચરકાદિક નહી. આ નિગમન છે. આ દશ અવયવ કહ્યા. એના પ્રયોગને વૃદ્ધાચાર્યો આ રીતે બતાવે છે. ' અહિંસાદિ લક્ષણ ધર્મના સાધક તેજ સાધુઓ સ્થાવર જંગમ જીવોને પીડા ન આપવાના હેતુથી તેનાથી બીજાઓ તેવી જીવ દયા ન પાળે તેથી વિપક્ષ દિગંબર ભિક્ષુ ભૌતાદિ માફક, અહિં જેઓ સ્થાવર જંગમ ભૂતના વિનાશના ત્યાગી છે તે બન્નેમાં પ્રસિદ્ધ એવા પુરૂષ માફક અહિંસાદિ લક્ષણવાળા ધર્મના સાધક જોયા. તે પ્રમાણે સાધુઓ સ્થાવર જંગમ જીવોના રક્ષક એ ઉપનય છે. તેથી સ્થાવર જંગમ જીવની રક્ષા તે વડે

અહિંસાદિ લક્ષણ ધર્મના સાધક સાધુઓજ છે એ નિગમન પક્ષાદિ વિશુદ્ધિ આગળ કહી ગયા, માટે એ કહેતા નથી. એ પ્રમાણે અર્થ અધિકારના બેવડાપણાથી પંચ અવયવ તથા દશ અવયવના વાકયો વડે આ અધ્યયન કહ્યું. હવે બીજી રીતે ભાંગા બતાવી દશ અવયવવાળા વાકય વડેજ આખું અધ્યયન નિર્યુક્તિકાર કહે છે.

**तेउ पइन्न विभत्ती हेउ विभत्ती विवक्खपडिसेहो ।**
**दिट्ठंतो आसंका तप्पडिसेहो निगमणं च ॥ १३७ ॥**

ટીકાનો અર્થ—તે અવયવ પ્રતિજ્ઞા વિગેરે છે, તેમાં જ્ઞાન આશ્રી એ પ્રતિજ્ઞા એટલે કંઇ પણ વાત પોતાના મોઢેથી કહેવી આ પહેલો અવયવ. તે પ્રમાણે વિભર્જન એટલે વિભક્તિ. તેનોજ વિષય વિભાગ કહેવો, તે બીજો, તથા જાણવા યોગ્ય વિશિષ્ટ ધર્મના વિષયને જે કહે તે હેતુ ત્રીજો અવયવ છે. તેની વિભક્તિ ચોથો અવયવ. તેનો વિપક્ષ એટલે સાધ્ય વસ્તુથી ઉલટો વિપર્યય તે પાંચમો અવયવ છે. તેનો પ્રતિષેધ કરવો તે છઠ્ઠો, દષ્ટાંત કહેવું તે સાતમો અવયવ છે. તેમાં આશંકા કરવી એટલે ચાલુ વાતમાં શંકા લાવવી તે આઠમો અવયવ છે, તેનો નિષેધ ખંડન-સમાધાન તે નવમો અવયવ છે. તથા નક્કી પણેજ કરવું તે નિગમન એટલે નિશ્ચય કરવો તે દસમો અવયવ જાણવો. એનો ખુલાસાવાર અર્થ દરેક અવયવોમાં ગ્રંથકાર કહે છે.

**धम्मो मंगल मुक्किट्ठंति पइन्ना अत्तवयण निद्देसो ।**
**सो य इहेव जिणमए नन्नत्थ पइन्न पविभत्ती । १३८ ।**

ટીકાનો અર્થ—ધર્મ ઉત્કૃષ્ટ મંગલ એ પ્રતિજ્ઞા. કેવી રીતે ? ઉત્તર-આપ્ત વચનનો નિર્દેશ છે તેથી. આપ્ત એટલે વિશ્વાસ પાત્ર. કારણ કે તે સંપૂર્ણ રાગ દ્વેષનો ક્ષય કરેલા હોવાથી. કહ્યું છે કે આગમ તે આપ્ત વચનજ જાણવાં. અને દોષ ક્ષયથી તેને આપ્ત કહેવા. વીતરાગ અસત્ય વાક્ય બોલે નહિ કારણ કે તેમને રાગદ્વેષના હેતુનો અસંભવ છે. તે આપ્તનું વચન અમારો નિર્દેશ છે. વાદી કહે છે કે 'આ આગમ વાક્ય છે એથી એ પ્રતિજ્ઞા નહિ.' ઉત્તર વિપ્રતિપદના સંપ્રતિપત્તિના નિબંધન પણાથી તેજ પ્રતિજ્ઞા છે. તેમાં કંઈ દોષ નથી. અથવા આ પાઠાંતર છે. તે સાધ્ય વચનનો નિર્દેશ છે. જે સાધીએ તે સાધ્ય, બોલીએ તે વચન. અર્થ એટલે જેનાથી તેજ બોલાય. સાધવાનું તે વચન એટલે સાધ્યવચન અથવા સાધ્ય વસ્તુ. તેનો નિર્દેશ પ્રતિજ્ઞા એ પહેલો અવયવ કહ્યો. હવે બીજો કહે છે. તે અધિકારે કરેલો ધર્મ તે જૈનેન્દ્ર સિદ્ધાન્તમાં છે પણ અન્યત્ર કપિલાદિમાં નથી. કારણ કે પ્રત્યક્ષ આપણે જોઇએ છીએ કે વસ્ત્રથી નહિ ગાળેલા ઘણા પાણી વિગેરેના ઉપયોગમાં રક્ત એવા બાવા વિગેરે જીવોને દુઃખ દેનાર છે તેમનામાં ધર્મ કયાંથી હોય ? વિગેરે ઘણું કહેવાનું છે તે નથી કહેતા. ગ્રંથ મોટો થાય અને પૂર્વે કહી ગયા છીએ તેથી. પ્રતિજ્ઞાની વિભક્તિ એટલે પ્રતિજ્ઞાના વિષયના દૃષ્ટાન્તનું જૂદું જૂદું સ્વરૂપ એ બીજો અવયવ થયો. હવે ત્રીજો કહે છે.

**सुर पूइओति हेऊ धम्मट्ठाणे ठिया उ जं परमे ।**
**हेउ विभत्ति निरुवहि जियाण अवहेण य जियंति ॥१३९॥**

ટીકાનો અર્થ—સુર એટલે દેવતા તેનાથી પૂજીત. સુર શબ્દ લેવાથી ઇંદ્ર વિગેરે પણ જાણવા. અહિં 'ઇતિ' શબ્દ 'ઉપ' નો અર્થ બતાવે છે. હેતુ પૂર્વ માફક જાણવો. એટલે હેતુનું અર્થ સૂચક વાક્ય છે. એટલે દેવો વિગેરે પૂજે તે હેતુ. એની સિદ્ધિ માટે બતાવે છે. પૂર્વ માફક કહેલા ધર્મમાં રહે: જેમાં રહે તે સ્થાન એટલે ધર્મ સ્થાન. તે ધર્મ સ્થાનમાં રહેલા તે જોડલા ક્રિયાપદ સાથે જોડે છે. તેથી એમ જાણવું કે ઉત્તમ એવા ધર્મ સ્થાનમાં રહેલા સાધુઓ દેવેન્દ્રો વિગેરેથી પૂજાય છે: એ ત્રીજો અવયવ થયો. હવે હેતુનો વિષય વિભાગ કહે છે. ધર્મ સ્થાનમાં કોણ રહ્યા છે તે બતાવે છે. નિરૂપધિવાળા. અહિં ઉપધિ એટલે કપટ. છદ્મ માયા એ બધા એક અર્થમાં છે. આ ક્રોધાદિથી ઉપલક્ષણવાળું છે. એટલે એમ સમજવું કે ચારે કષાયોથી જેઓ છુટા છે. તે પૃથ્વીકાયાદિ જીવોને ન પીડવા વડે તથા તપ ચારિત્ર વડે જીવોને દુઃખ ન દેતાં પોતે જીવે છે. તેજ ધર્મ સ્થાનમાં રહેલા જાણવા, બાકીના નહિ. ચાર અવયવ થયા. પાંચમો કહે છે.

**जिणवयण पडुट्ठेवि हु न सुराइण अधम्म सइणोऽवि**
**मंगल बुद्धीइ जणो पणमइ आई दुपविक्खा ॥ १४० ॥**

ટીકાનો અર્થ—અહિં વિપક્ષ તે પાંચમો એટલે પ્રતિજ્ઞા અને વિભક્તિથી ઉલટો જાણવો. જીન એટલે તીર્થંકર તેમનું વચન આગમ સ્વરૂપ તેનો દ્વેષ કરનારા એ ટુંકાણમાં જાણવું. એટલે તે તથા જેઓ દ્વેષી નથી નિપાત હુ અસ્થાને વપરાયો છે તેના પણ સ્થાનને બતાવશું; લોકમાં પ્રસિદ્ધ સસરો છે, જેમ-

નામાં રુચિ નથી તે અધર્મ રુચ તથા ધર્મ રુચિને પણ મંગળ બુદ્ધિએ નામ મંગળ બુદ્ધિ વડેજ લોક નમે છે. આ બન્નેનો વિપક્ષ તે પહેલા બે પ્રત્યેકના તથા શુદ્ધિ તેનો વિપક્ષ સાધ્ય વસ્તુનો વિપર્યય તે વિપક્ષ જાણવો. એટલે લોકમાં અધર્મ રુચિ-ઓને પણ મંગળ બુદ્ધિ વડે લોકો નમે છે. આ પ્રતિજ્ઞાનો વિપક્ષ છે. તેઓનો અધર્મ જૂદો પડતો નથી. જીનવચનના દ્વેષી તેના વડે તેની શુદ્ધિ તેમાં પણ હેતુ પ્રયોગની વૃત્તિ વડે ધર્મ સિદ્ધિ છે. (આ ગાથાનો પરમાર્થ એ છે કે જે લોકો અજ્ઞાની છે તેઓ જૈન ધર્મના દ્વેષી હિંસક ગુરૂઓને પણ મંગળ બુદ્ધિએ નમે છે અને જૈન ધર્મનો દ્વેષ નથી પણ જેઓ સંસા-રી રહિને હિંસા કરે છે, તેમને ગૃહસ્થીઓ વડીલ માની મંગળ બુદ્ધિ વડે નમે છે. આ અહિં ખરેખરૂં મંગળ નથી તે ભેદ પાડે છે.)

**बिइय दुयस्स विवक्खो सुरेहिं तं पूइज्जंति जण्णजाईवि ।**
**बुद्धाइवि सुरणया वुच्चन्ते णाय पडिवक्खो ॥ १४१ ॥**

**ટીકાનો અર્થ**—બન્નેનું પૂરણ તે દ્વિતીય દ્વય એટલે હેતુ અને તેની શુદ્ધિ, તે પૂર્વે કહેલા બેની અપેક્ષાએ બીજું કહેવાય. તેનો આ વિપક્ષ છે. અહિં યજ્ઞ કરનારાઓ દેવો વડે પણ પૂજાય છે એવી ભાવના છે. યજ્ઞ કરનારા મંગળ રૂપ નથી, જો કે તેઓ દેવોથી પૂજાય છે તેમનું દેવોથી પૂજાવું તે અકા-રણ છે. આ હેતુનો વિપક્ષ છે. તે પ્રમાણે ઇંદ્રિયો નહિ જીતેલ તથા ક્રોધ વિગેરેથી ભરપૂર તેઓ વર્તે છે. આ ગ્રંથ વડેજ ધર્મ સ્થાનમાં સ્થિત જે આપણે પૂર્વે સાધુ કહી ગયા તે હેતુ

વિભક્તિથી ઉલટો વિપક્ષ જાણવો. હવે ઉદાહરણ વિપક્ષ કહે છે. શુદ્ધ તથા આદિ શબ્દથી કપિલ વિગેરે દેવોથી પૂજાયલા કહેવાય છે. એટલે કે દેવો તેમની આજ્ઞા માને છે. આ દષ્ટાંતનું પ્રતિપક્ષ જાણવું. વાદીની શંકા-'દષ્ટાંત પછી કહીશું એવું તમે કહ્યું ત્યાંજ વિપક્ષ કહેવો હતો અને ત્યાંજ તેનો પ્રતિષેધ શા માટે કહેવાય છે? ઉત્તર-'વિપક્ષનું સમાનપણું હોવાથીજ કહેવાય છે. અને વિપક્ષ દ્વાર ટુંકામાં કહેવાય છે. બીજી રીતે આ જૂદું દ્વાર પણ થાય. તેજ પ્રમાણે પ્રતિષેધ પણ બીજા દ્વારમાં કહેવાય તે પ્રમાણે કરતાં કામ વધી જાય છે. તેથી અહિં કહીએ તો ખોટું નથી, વાદીની શંકા-દષ્ટાંત આશંકા તથા તેનો નિષેધ એ વચનથી આગળ દષ્ટાંત કહીને વળી આશંકા તથા પ્રતિષેધ કહેશેજ તેથી તે આશંકા અને તેનો વિપક્ષ છેજ ત્યારે શા માટે ફરીથી વિપક્ષ પ્રતિષેધ કહો છો? ઉત્તર-'સાથે સાથે હોવાથી પરંપરાના ભેદ વડે દષ્ટાંતનું બે પણું બતાવવા માટે છે જે સાથે સાથે કહેવાનો છતાં પરોક્ષપણાથી સિદ્ધાંત દ્વાર જાણવાથી દષ્ટાંત ઉપરથી લેવાની શીખામણનો અર્થ સાધવામાં સમર્થ નથી તેની પ્રસિદ્ધિ માટે હમણાજ નજર આગળ સિદ્ધ કરેલો છે જે અન્ય કહીશું તે પરંપરા દષ્ટાંત છે. તે પ્રમાણે તીર્થંકર તથા સાધુઓ બન્નેને ભિન્નજ આગળ આગળ દષ્ટાંતોથી કહીશુ. તેમાં તીર્થંકરનું લક્ષણ દષ્ટાંતને સ્વીકારી અહિં વિપક્ષ તથા પ્રતિષેધ કહ્યાં અને સાધુને આશ્રી ત્યાંજ આ શંકા તથા પ્રતિષેધ બતાવીશું તેમાં દોષ નથી. વાદી-'ભલે એમ હો કે પહેલાં કહેલી વિધિએ થોડામાં લાવવા માટે ન કહેલું દષ્ટાંતજ કહેવું સારૂં છે. પણ

અહિંજ દષ્ટાંત વિપક્ષ તથા તેનો પ્રતિષેધ છે, તેજ દષ્ટાંતમે આગળ કહેશો કે જે વડે હેતુ વિભક્તિને જોડાજોડ અહિં નથી કહેતા ? તેજ પ્રમાણે અહિં દષ્ટાંત કહેતાં પ્રતિજ્ઞા વિગેરેની પેઠે બન્ને રૂપનું પણ અરિહંત તથા સાધુ લક્ષણનું દષ્ટાંત એવા બેજ વિપક્ષ તથા પ્રતિષેધ ઉત્પન્ન થાય છે. તેથી સાધુ લક્ષણના દષ્ટાંતની આ શંકા તથા પ્રતિશેધ આગળ જૂદા ન કહેવા પડત, તેથી તેમ કરતાં ટુંકાણમાં થાત તથા પ્રતિજ્ઞા હેતુ ઉદાહરણ રૂપ વિશુદ્ધિ સહિત ત્રણે અવયવો ક્રમસર કહેલા થાય, આચાર્યનો ઉત્તર-'અહિં દષ્ટાંતની માફક પ્રતિજ્ઞા વિગેરે દરેકની આશંકા તથા પ્રતિષેધ કરવાના છે. તે પ્રમાણે કરીએ તો ઘણા અવયવ થાય. અથવા દ'ટાંતની પ્રતિજ્ઞા વિગેરેની પેઠે વિપક્ષ તથા પ્રતિષેધ વડે જૂદી આશંકા તથા ખંડન કહેવાનું ન થાત એમ કરતાં દસ અવયવ ન થાત અને આ વાક્ય દશ અવયવવાળું બીજી રીતે ભાંગા પાડી કહેવાનું છે; એ ન્યાયને બતાવવા માટે આ છે. એથી કહ્યું કે 'સાધુ લક્ષણ દષ્ટાંતની આ શંકા તેનો પ્રતિષેધ જૂદો ન કહેવા વડે વિગેરે તે દૂર કરવું જાણવું. થોડામાં સમજો. એ પ્રમાણે પ્રતિજ્ઞાદિ દરેક વિપક્ષ કહ્યો. હવે પ્રતિજ્ઞા વિગેરેનો વિપક્ષ પાંચમો અવયવ વર્તે છે તે બતાવતાં કહે છે.

**एवं तु अवयवाणं चउण्ह पडिवक्खु पंचमोऽवयवो ।**
**एत्तो छट्ठोऽवयवो विवक्ख पडिसेह तं वोच्छं ॥ १४२ ॥**

**ટીકાનો અર્થ**—એજ પ્રમાણે પ્રમાણ અંગ લક્ષણવાળા પ્રતિજ્ઞા વિગેરે ચારનો વિપક્ષ પાંચમો અવયવ છે. વાદીની શંકા-'દષ્ટાંતનો વિપક્ષ અહિં કહ્યો છેજ. છતાં ચારનું છે એમ કેમ

કહ્યું ?' ઉત્તર–'હેતુનું સપક્ષ વિપક્ષ વડે અનુવૃત્તિ વ્યાવૃત્તિપણાથી દષ્ટાંત ધર્મ છે તેથી. તેનો વિપક્ષજ એના અંતર ભાવવાળો હોવાથી તે નિર્દોષ છે. હવે ૬ ઠ્ઠો અવયવ વિપક્ષ પ્રતિષેધ છે તે કહે છે. તે છઠ્ઠા અવયવને કહેશેજ. આ પ્રમાણે સામાન્ય કહીને હવે પહેલા બે વિપક્ષનો પ્રતિષેધ કરે છે.

**सायं संमत्त पुम्मं हासं रइ आउनाम गोयसुहं ।**
**धम्मफलं आइ दुगे विवक्ख पडिसेह मो पसो ॥१४४॥**

ટીકાનો અર્થ—સાતા વેદનીય કર્મ છે તથા સમ્યકત્વ વડે તે બરોબર સમ્યક્ ભાવ છે અને સમ્યકત્વ મોહનીય તે કર્મજ છે. જેમાં પુરૂષ વેદ, હાંસી, રતિ એટલે સંસારી વિલાસ તે રતિ મોહનીય કર્મજ છે. તે મોહનીય કર્મ જિનને ન હોય. આયુ, નામ, ગોત્ર તેની સાથે દરેકમાં શુભ શબ્દ જોડવો. એટલે શુભ આયુ, શુભ નામ, શુભ ગોત્ર વિગેરે. અહિં શુભ શબ્દ તીર્થંકર વિગેરે સંબંધી છે તેમને નામ અને ગોત્ર કર્મમાં હોય છે. યશનામ કર્મ વિગેરે તીર્થંકરોનેજ હોય છે. અને ઉચ્ચ ગોત્ર પણ શુભ છે તે તેમને હોય છે ધર્મનું ફળ તે ધર્મ ફળ અથવા બીજી રીતે ધર્મ વડે જે ફળ મળે તેજ છે. આ ફળને જીનેશ્વરે કરેલા અહિંસાવાળા ધર્મનું ફળ જાણવું. અથવા અહિંસા વાળા જીનેશ્વરે કહેલાજ ધર્મ વડેજ આ ફળ મળે છે. આ બધું સુખનો હેતુ હોવાથી હિત છે તેથી તેજ ધર્મ પરમ મંગલ છે. એટલે સાધુને નમસ્કાર કરવો તે મંગલ જાણવું (અહિં-સંસારી વિનયનો નિષેધ નથી પણ સાધુ બરોબર સસરા વિગેરેને ન ગણવા એનો વિવેક સૂચવ્યો છે) તે પ્રમાણે જેનાથી હિત થાય તે

મંગલ પૂર્વે કહેલા ધર્મ વડેજ જાણવું, પણ જીન વચનથી બહાર અથવા સસરા વિગેરે મોક્ષ માટે મંગળ રૂપ ન લેવા. વાદીની શંકા–'મંગળ બુદ્ધિ વડેજ માણસો નમે છે એ કેવી રીતે તેમાં ઘટશે?' ઉતર–મંગળની બુદ્ધિવડે પણ ગોવાળીઆની સ્ત્રીઓ વિગેરેની અવિવેક વડે બુદ્ધિ ખીલેલી ન હોવાથી તેઓ ભલે નમે પણ તેથી મોક્ષનો નિશ્ચય રૂપ મંગલ ન થાય. જેમ કોઇ આંખના રોગીને બે ચંદ્ર દેખાય છતાં બુદ્ધિમાન પુરૂષ ચક્ષુથી બે ચંદ્રની પ્રતીતિ સ્વીકારતા નથી. એ તો અછતી વસ્તુને વસ્તુરૂપ પણું આરોપવા વડે તેની પ્રતીતિ થાય છે. પૂર્વે કહેલા બે તેના વિષયમાં તેનો વિપક્ષ કહ્યો. આ પ્રમાણે પહેલા બેના વિપક્ષનો પ્રતિષેધ કરીને હવે હેતુ તથા તેની શુદ્ધિ તેનો વિપક્ષ તથા પ્રતિષેધ કરે છે.

**अजिइंदिय सोव हिया वहगा जइ तेऽवि नाम पुज्जंति।**
**अग्गिवि होज्ज सीओ हेउविभत्तीण पडिसेहो ॥ १४४ ॥**

**ટીકાનો અર્થ**—જેમણે પાંચે ઈંદ્રિયો જીતી નથી તેઓજ એવું બોલે છે તથા કપટ સહિત વર્તે છે તે માયાની પરને ઠગનાર છે. તેઓ પાસે વસ્ત્રાદિ અનેક પ્રકારે પરિગ્રહ વર્તે છે. તે મહા પરિગ્રહવાળા છે તેઓ પ્રાણીનો વધ કરે છે. તે યાજ્ઞિકો જેઓ પૂર્વે કહેલા અજીત ઇંદ્રિય વિગેરે દોષથી દુષ્ટ થયેલા યજ્ઞ પૂજનાર જેઓ છે તેઓ જો પૂજાય છે તો બળતો અગ્નિ પણ ઠંડો થવો જોઇએ. પણ તે કદાપિ ઠંડો થતો નથી. તથા આકાશમાં કમળની માળાઓ થવી જોઇએ. અને તે વાંજણીના સ્તનની શોભા માટે થવા દો. તેમ પણ થતું નથી. જેવી રીતે

જેનો અત્યંત અભાવ છે તે જેમ થાય નહિ તેમજ યજ્ઞ કરનારા પૂજાય તે પણ અશક્ય છે. અને કદાચ કાળના દુર્ગુણથી કોઈ અંશે અવિવેકી માણસથી યજ્ઞ કરનાર પૂજાય તો પણ તેમાં મંગળપણાની સિદ્ધિ થતી નથી. અવિચારી અને અછતી વસ્તુમાં પણ આભાસ વડે પ્રવૃત્તિ થાય છે. તે પ્રમાણે નિર્મલ બુદ્ધિવાળાનીજ પ્રવૃત્તિ વસ્તુના સત્યપણાને પમાડે છે. પણ તેઓની અસત્ય વસ્તુમાં જાણી જોઇને સાચી પ્રવૃત્તિ થતી નથી. એટલે વિશુદ્ધ બુદ્ધિવાળા સુર અને અસુરના ઇંદ્ર વિગેરે છે તેઓ તો અહિંસાદિ લક્ષણવાળા ધર્મનેજ પૂજે છે પણ બ્રાહ્મણને નહિ. તેથી એમ સિદ્ધ થયું કે દેવદાનવના ઇંદ્ર વિગેરેએ પૂજેલો ધર્મજ ઉત્કૃષ્ટ મંગલ જાણવો પણ યજ્ઞ કરનારા નહિ. આ હેતુ તથા તેની વિભક્તિ તેનો વિપક્ષ પ્રતિષેધ અહિં ન કહેલો છતાં પ્રકરણથી જાણી લેવો. એ પ્રમાણે હેતુ તથા તેની શુદ્ધિનો વિપક્ષ પ્રતિષેધ કહ્યો. હવે દૃષ્ટાંતનો વિપક્ષ પ્રતિષેધ કહે છે.

**बुद्धाइ उवयारे पुयाठाणं जिणा उ सब्भावे ।**
**दिठंते पडिसेहो छट्ठो एसो अवयवो उ ॥ १४८ ॥**

**ટીકાનો અર્થ**—બુદ્ધ વિગેરે. વિગેરેમાં કપિલ લેવા. તેઓ ઉપચાર વડે કંઇ અતીન્દ્રિય કહે છે તેથી તે પૂજાને યોગ્ય થતા નથી. કિંતુ જીન દેવ તો પરમાર્થને આશ્રી સર્વજ્ઞપણું વિગેરે અસાધારણ ગુણો યુક્ત હોવાથી તે પૂજાને યોગ્ય છે. આ દૃષ્ટાંતનો જે વિપક્ષ તેનો નિષેધ કર્યો. અહિં વિશેષ એ છે કે તેથી એમ કહ્યું છે કે આ બધો પ્રતિજ્ઞા વિગેરે વિપક્ષ પ્રતિષેધ પાંચે પ્રકારનો એકજ છે. હવે છટ્ઠો અવયવ કહીને સાતમો અવયવ

દૃષ્ટાંત કહે છે.

**अरिहंत मग्गगामी दिट्ठंतो साहुणोऽवि समचित्ता ।**
**पागरएसु गिहीसु एसंते अवहमाणा उ ॥ १४६ ॥**

**ટીકાનો અર્થ**—પૂજાને યોગ્ય માટે અર્હંત, કર્મ પાછળ ન વધે માટે અરિહંત દૃષ્ટાંત છે તે સંબંધ છે. તેના માર્ગમાં જનારા એટલે તેના કહેલા માર્ગે વર્ત્તવાનો જેમનો આચાર છે. તે સાધુઓ સમ્યગ્ દર્શન વિગેરે યોગોથી મોક્ષને સાધે છે તે દૃષ્ટાંત છે તે સાધુઓ રાગદ્વેષ રહિત ચિત્તવાળા જાણવા. શું તેઓ પણ દૃષ્ટાંત છે? હા, અહિંસાદી ગુણ યુક્ત હોવાથી તે છે. વળી ગૃહસ્થોએ પોતાના માટે આહાર બનાવેલો તેઓ શોધે છે. પણ ન રાંધવા, ન રંધાવવા વડે આરંભ કરવાની પીડા રહિત તેઓ છે. એ પ્રમાણે બે પ્રકારે દૃષ્ટાન્ત કહ્યો. દૃષ્ટાંત વાકચ આ છે. તે સંસ્કારીને કહેવું. અર્હંતોની માફક સાધુઓ પૂજાય છે. સાતમો અવયવ કહીને આઠમો કહે છે.

**तत्थ भवे आसंका उद्दिस्स जइवि किरए पागो ।**
**तेण र विसमं नायं वासतणा तस्स पडिसेहे ॥ १४७ ॥**

**ટીકાનો અર્થ**—તે દૃષ્ટાંતમાં આશંકા થાય કે 'સાધુને ઉદ્દેશીને કોઈ કરે અને કોઇ બાળકોને આશ્રી રાંધે તો ગ્રહસ્થીઓને તે દોષ લાગે કે કેમ?' તેનો ઉત્તર આ છે. આ વિષમ દૃષ્ટાન્ત છે. ખરી રીતે રંધાવવા ઉપર જો આજીવિકા કરતા હોય તો નિર્દોષ વૃત્તિનો અભાવ થઈ જાય એ અમે પૂર્વે કહ્યું છે. કે સાધુઓ નિર્દોષજ તપાસીને લે. આઠમો અવયવ થયો.

હવે નવમામાં ચોમાસાનું ઘાસ તેના પ્રતિષેધમાં ભાષ્યકારે પૂર્વે વાત કહેલ છે તે નથી કહેતા. નવમો કહીને હવે છેલ્લો અવયવ કહે છે. (મૂળ ગાથામાં ૨ નિપાતનો અર્થ જ છે!)

**तम्हा उ सुरनराणं पुज्जत्ता मंगलं सया धम्मो।**
**दसमो एस अवयवो पइन्नहेऊ पुणो वयणं ॥ १४८ ॥**

**ટીકાનો અર્થ**—તેથી દેવ મનુષ્યથી પૂજવા યોગ્ય છે. માટે તેના પૂજ્યપણાથી મંગળરૂપે હંમેશાં ધર્મ પૂર્વે કહેલો અવયવ છે. તે શું વિષય બતાવે છે. પ્રતિજ્ઞા હેતુનો એટલે હેતુ પ્રતિજ્ઞાનું વચન. આ બીજું દશ અવયવરૂપ થયું. એની જોડેનાં અવયવોનાં સાધન શિષ્યની અપેક્ષા વડે વિશેષ ખાત્રી થાય તેમ બતાવવાં. આ અનુગમ કહ્યો. હવે ચોથો અનુયોગ નય છે તે કહે છે.? નૈગમ. સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ, એવંભૂત, એ સાત ભેદવાળા સામાન્ય રીતે સાત નય છે. એનું વર્ણન આવશ્યક અધ્યયનમાં ખુલ્લું કહેલ છે. તેથી અહિં ટુંકાણમાં ફક્ત જ્ઞાન નય અને ક્રિયા નય કહે છે. જ્ઞાન વાદી કહે છે કે જ્ઞાનજ આ લોક અને પરલોકના ફળનું કારણ યુક્તિએ કરીને યોગ્ય છે. તે પોતે બતાવે છે.

**णायंमि गिण्हयव्वे अगिण्हयव्वंमि चेव अत्थंमि**
**जइयव्वमेव इइ जो उवएसो सो नओ नामं ॥ १४९ ॥**

**ટીકાનો અર્થ**—સારી રીતે જાણવા પછી એટલે આ સ્વીકારવું, આ છોડવું એ બંન્નેનું ભેગું રહેલું ઉપેક્ષણીય પણ સાથે જણાય છે. આમાં એમ સમજવું કે જાણ્યા પછીજ આ

લેવું કે ન લેવું કે ઉપેક્ષા કરવી તે જાણીતામાં થાય, પણ અણ-જાણ્યામાં કેવી રીતે થાય ? આ લોકમાં લેવા યોગ્ય પુલની માળા, ચંદન, સ્ત્રી વિગેરે છે. અને ન લેવા યોગ્ય ઝેર, શસ્ત્રનો ઘા કાંટા વિગેરે; અને ઉપેક્ષા કરવા યોગ્ય ઘાસ, ધૂળ વિગેરે. અને પર-લોક સંબંધી સમ્યગ્દર્શન વિગેરે લેવા યોગ્ય છે. તથા મિથ્યાત્વ વિગેરે ત્યજવા યોગ્યછે અને વિવક્ષા વડે અભ્યુદય વિગેરે ઉપેક્ષા કરવા યોગ્ય છે. આ અર્થમાં યત્ન કરવો. એટલે આં અનુક્રમે આ લોક પરલોકના ફળ વાંછક જીવે યત્ન કરવો. તે અણજા-ણ્યામાં વર્તતાં ફળ સિદ્ધિ થતી નથી. એજ પ્રમાણે બીજાઓ પણ કહે છે કે 'જ્ઞાન તેજ પુરૂષોને ફલ દેનાર છે, પણ ક્રિયા ફલવાળી નથી. મિથ્યા અને અજ્ઞાનથી પ્રવર્તેલાને ફળ પ્રાપ્તિનો અસંભવ છે. તેથી પરલોકના ફળ વાંછનારે જાણીતામાંજ પ્રવર્ત્તન કરવું. જૈન સિદ્ધાંત પણ તેમજ કહે છે. પહેલું જ્ઞાન અને પછી દયા. આ બધા સાધુઓં આશ્રી છે. બિચારો અજ્ઞાની શું કરશે ? અથવા પુણ્ય પાપને કેવી રીતે જાણશે ? વિગેરે છે અને તેથીજ એમ સ્વીકારવું કે જ્ઞાન એ મુખ્ય છે. જે જ્ઞાન વડે તીર્થંકર ગણધરોએ ફક્ત અગીતાર્થનેજ વિહારાદિક ક્રિયાનો પણ નિષેધ કર્યો છે. આગળ કહે છે કે ગીતાર્થનો વિહાર હોય અથવા ગીતાર્થ સાથે વિહાર હોય તે સિવાય ત્રીજો વિહાર જીનેશ્વરે કહ્યો નથી. એમ અભિપ્રાય છે કે આંધળા પાછળ આંધળો જાય તો સીધે રસ્તે ન જાય તેમ પ્રથમ ક્ષય ઉપશમિક જ્ઞાન બતાવ્યું. ક્ષાયિકને આશ્રીને પણ તેનુંજ વિશિષ્ટ ફલ સાધનપણું જાણવું. વળી જીનેશ્વર પોતે પણ સંસાર સમુદ્રને કિનારે આવ્યા છતાં દિક્ષા

ગ્રહણ કરીને ઉત્કૃષ્ટ તપ ચરણ કરે તો પણ જ્યાં સુધી જીવ અજીવનું સંપુર્ણ વસ્તુનું સ્વરૂપ બતાવનાર કેવલ જ્ઞાન ન થાય ત્યાં સુધી મોક્ષ પ્રાપ્તિ નથી. માટે આ લોક પરલોકમાં જ્ઞાનજં ફલનું કારણ છે. આવો જે ઉપદેશ અપાય તે નય જાણવો. આ ન્યાય વડે જ્ઞાનનું પ્રધાન પણું બતાવી જ્ઞાનવાદી જ્ઞાનનય સિદ્ધ કરે છે. આ જ્ઞાન વચન ક્રિયા રૂપે આ અધ્યયનમાં જ્ઞાન રૂપ તેજ લેવું આ ઇચ્છે છે કે આનું તત્વ જ્ઞાનસ્વરૂપજ છે તેથી અને વચન ક્રિયા તો તેના કાર્યપણે તેને આધીન હોવાથી તે ઇચ્છતો નથી. ગુણ ભૂતમાં તે ઇચ્છે છે. આ જ્ઞાનવાદી ક્રિયાને સાધારણ માનીને તે ઉડાવવા ઇચ્છે છે. હવે ક્રિયાનય બતાવે છે. હવે ક્રિયાવાદી કહે છે કે ક્રિયાજ પ્રધાન છે. આ લોક પરલોકના હિત માટે યુક્તિઓ કરીને તેજ યુક્ત છે. આ લક્ષણવાળી ગાથાનેજ પોતાના પક્ષની સિદ્ધિ માટે કહે છે.

**णायम्मि गिण्हियव्वे अगिण्हियव्वं चेव अत्थंमि ।**
**जइयव्वमेव इइ उवएसो सो नओ नामं ॥ १५० ॥**

**ટીકાનો અર્થ**—ક્રિયા નય દર્શન અનુસારે વ્યાખ્યા એટલે જણાયલી વાતમાં લેવા છોડવા યોગ્ય વસ્તુમાં આ લોક પરલોકના હિત માટે વર્તવું એજ શ્રેયસ્કર છે. કારણ કે પ્રવૃત્તિ કર્યા વિના એકલા જ્ઞાનીને ફળ સિદ્ધિ દેખાતી નથી. તેમ અન્યોએ કહ્યું છે કે ક્રિયાજ માણસોને હિતકારી છે, પણ જ્ઞાન નહિ. કારણ કે સ્ત્રી, ભોજન અને ભોગનો જાણનારો એકલા જ્ઞાનથી સુખી થતો નથી. તથા સિદ્ધાંત પણ એમજ કહે છે કે ક્રિયાજ કરવી. તેથી કહ્યું છે કે ચૈત્ય, કુલ, ગણ, સંઘ, આચાર્ય, પ્રવચન, સૂત્ર

બધાંને પણ તે તપને સંયમ કરનારે કર્યું. તેથી આ પણ માની લો, કે તીર્થંકર ગણધરોએ ક્રિયા રહિત પુરૂષોનું નામ નકામું કહ્યું છે. જેમકે સિદ્ધાંત કહે છે કે ઘણુંએ શ્રુત ભણ્યે પણ ચારિત્ર રહિતને શું લાભ? જેમ આંધળાને હજારો દીવા કર્યા હોય તો શું ફાયદો? એટલે કે જોવા વિના હજારો દીવા નકામા છે. અહિં તે એમજ સિદ્ધ કરે છે કે બધું ક્રિયામાંજ છે. આ તો ઉપશમ ચારિત્ર આશ્રી કહ્યું. અહિં ક્રિયા તે ચારિત્ર લેવું. તે ક્ષાયિકને આશ્રી પણ તેનુંજ ઉત્તમ ફળનું સાધકપણું જાણવું જેથી અરિહંત ભગવાનને પણ કેવળ જ્ઞાન થયા પછી પણ બધા કર્મનો નાશ કરનાર પાંચ હ્રસ્વ અક્ષર ઉચ્ચારણ માત્ર કાલની સર્વ સંવર રૂપ ક્રિયા તે ચારિત્ર ક્રિયા જ્યાં સુધી તેને ન મળે ત્યાં સુધી મોક્ષ નથી. તેથી આ લોક પરલોકના હિત માટે ક્રિયા મુખ્ય થઈ. આ ક્રિયાવાદીનો ઉપદેશ છે તે નય બતાવ્યો એટલે આ નય વાળો જ્ઞાન વચન ક્રિયારૂપ અધ્યયનમાં ક્રિયાનેજ ઇચ્છે છે. કારણકે તેનું સ્વરૂપ તેવું છે. પણ તે જ્ઞાન વચનને ગૌણ માની ઇચ્છતો નથી. એટલે ઉપાદેયમાનને ન ઇચ્છતાં ગુણ ભૂતને ઇચ્છે છે. અહિં આ બે નયની યુક્તિઓ વડે શિષ્યને શંકા થાય કે આમાં બન્નેમાં યુક્તિઓ છે તો સાચું શું? આચાર્યનો ઉત્તર–જ્ઞાન ક્રિયા નય જૂદા બતાવી હવે પોતાનો પક્ષ બતાવે છે.

**सव्वेसिंपि नयाणं बहु विह वत्तव्वयं निसामेत्ता ।**
**तं सव्वनयविसुद्धं जं चरणगुणट्ठिओ साहू ॥ १५१ ॥**

**ટીકાનો અર્થ**—મૂળ નય તથા તેના ભેદો દ્રવ્યાસ્તિક

વિગેરે તે સામાન્ય વિશેષ સાથે અપેક્ષા રહિત બન્ને વર્ણન કરાય; અથવા નામાદિનય-કોણ શું યોગ્ય વસ્તુ ઇચ્છે છે તે સાંભળીને સર્વ નયથી સંમત એવું વચન ચારિત્ર ગુણમાં રહેલો સાધુ તે બધા નયોને અપેક્ષા પૂર્વક ભાવ વિષયરૂપ નિક્ષેપાને ઇચ્છે છે.

**दुम पुप्फिय निज्जुत्ती समासओ वण्णिया वभासाए।**
**जिण च चउदूसपुव्वी वित्थरेण कहियंति से अहुं ॥१८२॥**

**दुम पुप्फिय निज्जुत्ती समत्ता।**

દ્રુમ પુષ્પિકા નિર્યુક્તિ. ટુંકાણમાં જિનેશ્વર તથા ચૌદ પૂર્વીઓએ વર્ણવેલી તે વિસ્તારથી અહીં કહી. આવું હરિભદ્ર સૂરિ મહારાજ કહે છે. પહેલું અધ્યયન સમાપ્ત છેવટે કહે છે કે આ અધ્યયનતું વ્યાખ્યાન કરતાં મને જે કંઇ પુણ્ય પ્રાપ્ત થયું તે સદ્ધર્મ છે. તેનો બધો લાભ ભવ્ય જીવોને મળો.



ફક્ત મૂળ સૂત્રનાં ભાષાંતરો વાંચનારાઓને સૂત્રનું તત્વ વધારે ખુલાસાથી સમજાય માટે ટીકાનાં ભાષાંતરો દરેકે વાંચવાં જોઇએ તે નીચે પ્રમાણે તૈયાર છે.

બાર રૂપિયા } દશવૈકાલિક સંપૂર્ણ સટીકનું ભાષાંતર છે.
આચારાંગ (૧લા અધ્યયન સિવાય) ૪ ભાગ.
સૂયગડાંગ—બે ભાગ—(ત્રીજો છપાય છે)
આવશ્યક નિર્યુક્તિની ટીકાનું ભાષાંતર—૧ ભાગ.

૨૫ વ્યવહારસૂત્ર મૂળ નિર્યુક્તિ ટીકા ટુંક ગુજરાતી સાર સાથે—

૦—૩—૦ નવ પદ આરાધન વિવેચન—

શ્રી મોહનલાલજી જૈન શ્વે-જ્ઞાનભંડાર
સુરત—ગોપીપુરા.

ભાવનગર, અમદાવાદ, પાલનપુર વિગેરેમાં મળશે.

પ્રકાશકઃ—છોટાલાલ નાથાલાલ કઠોર—સાયણમાં પણ મળશે.